# उदिच्य ज्ञाति [illegible]

# प्रबंधः

સર્વે શોખીલા સજ્જનોને વાંચવા સારૂ

બનાવી પ્રસિદ્ધ કરનાર,

કવિ. મુળશંકર લલ્લુભાઈ વ્યાસ.



આવૃત્તિ પહેલી.

અમદાવાદ

" યુનિયન " પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

સંવત્ ૧૯૫૯. સને ૧૯૦૩

કીમત ચાર આના.

# उदिच्य कुचाल निवर्त्तक प्रबंध.

સર્વે શોખીલા સજ્જનોને વાંચવા સારૂ

બનાવી પ્રસિદ્ધ કરનાર,

કવિ. મુળશંકર લલ્લુભાઇ વ્યાસ.



આવૃત્તિ પહેલી.

અમદાવાદ

"યુનિયન" પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

સંવત્ ૧૯૪૯. સને ૧૮૯૩.

કીંમત ચાર આના.

# અર્પણ પત્ર.

## કવિત.

શ્રેષ્ટ સૂર જ્યાનિ તણું કૂળ વખણાય ઘણું;
રૂડા રેવાશંકરના સૂત નરોત્તમ છે.
નિજ કુળમાં દીપક સદ્ લક્ષણો લાયક;
જ્યાનિ અચરતલાલ પ્રૌઢ પરાક્રમ છે.
કાઉભટ રાવળતણા ભાણેજમાં નહિ મણા;
યોગ્ય નોકરીનો સારો વિવેકી ઉધમ છે.
પોળ પંચભાઇ માંહી આપનો મુકામ ત્યાંહી;
સદ્ગુણવંત શુદ્ધ એ ઉદિચ્ય બ્રંમછે.

## કુંડળિયા છંદ.

સુરેશ્વર સુત શેષકર્શશિ, સોમેશ્વર સુખ ધામ;
જ્યાનિ જશધર જોઇતા, રાજીવ રાજારામ.
રાજીવ રાજારામ, તણા સૂત નથ્થુ નામે;
રેવાશંકર રત્ન, જરૂર જશકારી કામે.
પ્રૌઢ પ્રાક્રમી પુત્ર, નામ નરોત્તમ જેહ જશિ;
અંશે અચરતલાલ, સુરેશ્વર સુત શેષકર્શશિ. ૧
માતૃપિતામહ મેરસમ, જવાહિર જેષ્ટારામ;
સુત કાઉભટ કદ કુંજકુળ, કૌસ્તૂભ કુશળ કામ.
કૌસ્તૂભ કુશળ કામ, જરૂર જશવંતા જેછે;
ઝાઝી જગમાં લાજ, કનક કોઠાર ભરે એ.

સદ્‌ગુણવંતા શ્રેષ્ટ, સનાતન છે મર્યાતમ;
પૂરણ પુંજ પ્રતાપ, માતૃપિતામહ મેરસમ. ૨
અમુલ્ય ઉપમન ગોત્રમાં, રતનાગર સમ રત્ન;
ન્યાત સુધારા કાર્યમાં, પ્રેરત પ્રૌઢ પ્રયત્ન.
પ્રેરત પ્રૌઢ પ્રયત્ન, કુચાલો કાપે મોપી;
યોગ્ય ઇલાજ અભિષ્ટ, સુધારાનાં બીજ રોપી.
ભયભંજન અલ ભૂપ, રગવેદિ અગ્નિ હોત્રમાં.
વડા વિવેકી વીર, અમુલ્ય ઉપમન ગોત્રમાં. ૩
ભ્રાત ઉભય ટેકી અતી, ધર્મ ધુરંધર ધીર;
શાન્ત સ્વભાવ સુશિળછે, ગુણ જ્ઞાતા ગંભીર.
ગુણ જ્ઞાતા ગંભીર, ધીર દ્રઢ હિંમત ધેગી;
હિંમત કિંમત વંત, વિજય વિમળ જશ લેગી.
અર્પણ કરૂ આ ગ્રંથ, મનોહર છે મુજ કૃતી;
સામદ સાબર સર, ભ્રાત ઉભય ટેકી અતી. ૪

## આ લઘુ પુસ્તક વિષે.

સી. એસ. આઇ રાવબહાદુર શેઠ. બેહેચરદાસ અંબાઇદાસની સંસ્કૃત શાળાના અધ્યાપક વિદ્વજ્જન મંડન શાસ્ત્રી. અમૃતરામ કૃષ્ણાશંકર ઠાકરે મને કેટલીએક સહાયતા આપેલી છે માટે તેમનો હું મોટો ઉપકાર માનુંછું.

સી. આઈ. ઇ. આર્ય ઉદયમાન કરનાર દીનમણિ સ્વરૂપ પ્રખ્યાત ધર્મ ધુરંધર મહાન્કવિ વર્ય કવિશ કવિરાજ. દલપતરામ

ડાહ્યાભાઇએ મને કેટલીએક યોગ્ય કારણસર મદદ આપી કૃતાર્થ કર્યોછે તેથી તેમનો પણ હું આભારીછુંને ઇશ્વર પાસે પ્રાર્થના કરી માગુછું કે તે બંને વિદ્વાનોનો જય થાઓ.

## પ્રસ્તાવના.

એક સમે મારા મનમાં એવો વિચાર ઉઠયો કે સર્વે જાતિમાં મનુષ્ય એ શ્રેષ્ટ છે. તેમાં બ્રાહ્મણ જાતિ વધારે શ્રેષ્ટ છે. તેમાં કોઇ કોઈ પ્રસંગે ક્વચિત ઠેકાણે અનાચાર વિગરે કુચાલો મારા જોવામાં આવ્યા તેથી મારા મનમાં એવી ઇચ્છા ઉત્પન થઇ કે બ્રાહ્મણોમાં પ્રવેશ થએલા કુચાલો નિવ્રતી થાય એવો વિચાર ઉત્પન થવાથી મેં મારી અલ્પબુદ્ધિને અનુસરી આ કુચાલોનું સ્વરૂપ વિવેચન કરી ને તે કુચાલો નિવ્રતી થવાના હેતુથી મારી યથામતિના પ્રકાશથી આ પુસ્તક રચ્યુંછું તેથી કુચાલો પ્રવેશ થઇ પ્રબળ થતા અગર થએલા અટકાવી નિર્મૂળ કરી બ્રાહ્મણો પવિત્ર સ્થિતિમાં નિરંતર રહે એવી હું સદાકાળ હિતઇચ્છી આશા રાખુછું. (ઉદીચ્ય) એ શબ્દનો અર્થ તપાસ કરતાં એમ માલમ પડેછે કે—ઉત્તર દિશા અને તે દીશામાં સ્થિતિ કરનારા એમ અર્થ નિકળેછે. પરંતુ તે દીશા તરફથી આ-વેલા બ્રામણોમાં (ઉદીચ્ય) એવી સંજ્ઞા ધારણ કરનાર બ્રાહ્મણોની ઘણીક જ્ઞાતિયો છે તેમાં કેટલાએક બ્રામણો વૃતિઓ ગૃહણ કરી જૂદા જૂદા પ્રકારના નામ ધારણ કરી બેઠા છે. અને બીજા કેટલા-એક નિરાશ્રીત એટલે વૃતી વગરના પણ છે. તે સઘળા બ્રાહ્મણોની ઉદિચ્ય સંજ્ઞા છે. આ મારો પહેલ વહેલો શ્રમછે. માટે જ્યાં જ્યાં ઠેકા-

ણે ભુલ ચૂક થઇ હોય તે વિદ્વાનોએ સુધારી લેવા તસ્દી લેવી ને મારા જેવા રાંક માણુસ ઉપર ક્ષમા ધારણ કરી કૃપા કરશો તેથી હું કૃતાર્થ થઇશ એવી મારી નમ્રતા પૂર્વક સુજ્ઞ પુરૂષોને પ્રાર્થના છે.

હું શેવક,

મુળશંકર લલુભાઇ વ્યાસ.



# મંગળાચર્ણ.

## ઇંદ્રવિજય છંદ.

વંદન શ્રી ગિરિજા સુતને પ્રણમું પદ સેવું સનાતન જાણી;
જાચક થૈ જપતો તુજ નામ સદા સુખસાગરનેજ વખાણી.
લાયક તું વરદાયક છું ગણુનાયક ગંભીરતાઇ ગણાણી;
સંકટહારક તારક તું ભવસાગર શું મતિ શાન્ત થવાની. ૧
શંકર નંદન છો મનરંજન ગંજન ગર્વતણાજ કહાવો;
શુંઢળ દુંદળ ઊંડળ ગુંડળ પાઘ પિતાંબર અંગ સુહાવો.
મૂખક વાહન મોદિક ભોજન ને ફરશી હથિયાર ધરાવો;
હું તમને વિનવું પ્રથમે ભય ત્યાગ થવા વરદાન લહાવો. ૨

## આર્યા છંદ.

સુખ શાતા ના દાતા, ગુંણિ ગજાનન સદા સુકર્માળા;
ઘનશામા ગુણવાળા, રમાપતિ તું રસીક રૂપાળા. ૧
લંબોદર લાખેણા, દયાળ છો દિલ અથાક ગુણવાળા;
શુકલાંબર ધર દેવા, રમાપતિતું રસીક રૂપાળા. ૨
મતિ મંતા દુ:ખ હંતા, છો અવિકારી ગળે કુસુમ માંળા;
ગણુનાયક બળવંતા, રમાપતિ તું રસીક રૂપાળા. ૩
મુળશંકર પદ સેવે, વદન શશીવત સદાય શોભાળા;
અલ્પ સ્તુતિ છે મારી, રમાપતિ તું રસીક રૂપાળા. ૪

## રાગ ઢોળ.

સીતાજીના કાગળનો રાગ.

ઉદિચ્યોને અચળ સૂખ પામવા, કરૂણા દ્રષ્ટિ કરો મહારાજ;
વૈભવ રૂડા આપજો;
ધર્મ રક્ષક દ્વિજ સહુ શ્રેષ્ટ છે. દયાવંત દિસે બહુ આજ.
વૈભવ રૂડા આપજો. ૧
ભોળા અખિલ બ્રહ્માંડના ભૂપ છો, ગૌ બ્રાહ્મણના પ્રતિપાળ;
વૈભવ રૂડા આપજો;
સારા સતકાર શીવ કરો સ્નેહથી, દીનાનાથ તમે છો દયાળ.
વૈભવ રૂડા આપજો. ૨
નિર્મળ ધર્મ નીરંતર આચરે, ધર્મ નિતિ પાળે દ્વીજ એશ;
વૈભવ રૂડા આપજો,
ભ્રષ્ટ થાય ન કળિના વિકારથી, અનાચાર લહે નહી લેશ.
વૈભવ રૂડા આપજો. ૩
શૌનકાદીક રૂષિયોના વંશમાં, થયા પ્રગટ ઉદિચ્યો આપ;
વૈભવ રૂડા આપજો;
અરૂન્ધતિ આદે રૂષિ પત્નિયો, તેના ગર્ભનો પૂર્ણ પ્રતાપ.
વૈભવ રૂડા આપજો. ૪
તેજોમય તો આદીતસમ એહ છે, જાણે સોળે કળા સંપૂર્ણ;
વૈભવ રૂડા આપજો;
સિન્ધુ સરખી ગંભિરતાઇ તેહની, શશિ સરખું છે શિતળ વર્ણ.
વૈભવ રૂડા આપજો. ૫

તારા મંડળ સરખા ત્રિલોકમાં, રૂડા રૂડા દિસે રૂષિરાય;
વૈભવ રૂડા આપજો,
પામે કૌસ્તુભ કીંમત કારમી, બહુ બોધ કરે મુની જ્યાંય.
વૈભવ રૂડા આપજો, ૬
બુદ્ધિસાગરનો શુભ બોધછે, ગુણવંત દીસેછે અખંડ;
વૈભવ રૂડા આપજો,
ધનંજય સરખા ક્રોડ ધીરછે, બળવંત બહુ જે પ્રચંડ.
વૈભવ રૂડા આપજો. ૭
ચંદ્ર સરખી ચપળતાઈ તેમની, પર્મ પવિત્ર મતિ નહી મંદ;
વૈભવ રૂડા આપજો.
દ્રોણ સરખા શ્રીમંત દિસે ઘણા, તેને પેખતાં પ્રગટે આણંદ.
વૈભવ રૂડા આપજો. ૮
દીવ્ય દર્શણ અમુલ્ય ભૂદેવનાં, મોક્ષદાયક જયમ મહાદેવ;
વૈભવ રૂડા આપજો,
નિર્મળ નિતિમય નિષ્ટા નિહાળિયે, સદાચાર સ્વરૂપી ટેવ.
વૈભવ રૂડા આપજો. ૯
વીજયવંત વડા વસે વિશ્વમાં, દયા સાગર દેહ અનંગ,
વૈભવ રૂડા આપજો,
મેહેર મંગળીક શ્રીમહારાજની. દયાહીણ નહિ નિજઅંગ;
વૈભવ રૂડા આપજો. ૧૦
કદી અસુર કૃતિ નહી આચરે, તર્ણ તારણ શ્રી ભગવંત;
વૈભવ રૂડા આપજો,

હીંસા કર્મથી અલગ બીરાજતા, દયાવંત દયાળુ અનંત.
વૈભવ રૂડા આપજો. . ૧૧
સુખ શીવજી આપો સારૂં સ્નેહથી, રાચે વૈભવે શ્રીમહારાજ;
વૈભવ રૂડા આપજો;
રિદ્ધિ સિધિ નવનીધી આપો એમને, સરશે તે થકિ સૃષ્ટિના કાજ
વૈભવ રૂડા આપજો. ૧૨
શાંબ અરજ સ્વિકારીને આપશો, વડો વીલાસ વૈભવભોગ:
વૈભવ રૂડા આપજો;
મૂળશંકરે મૂખ સ્તુતિ ઓચરી. ભોળા ટાળજ્યો ભુંડા રોગ.
વૈભવ રૂડા આપજો. ૧૩

## રૂષિ ધર્મ વર્ત્તવા વિષે પદ.

### રાગ રામશ્રી.

રાચો રૂપિ રૂડા ધર્મમાં, વેદ વચનો વિખ્યાત;
શુદ્ધ રેહેવા શૌચ પાળવું, તજો તર્ત અજ્ઞાત. રાચો૦ ૧
શોધિ આચર્ણો શુદ્ધ પાળવાં, સદશાસ્ત્રનો સાર;
વીધ વિધ લક્ષણ વેદનાં, પ્રેમે ખોળો પ્રકાર. રાચો૦ ૨
નીમ શોધો નિતિવંતના, પુસ્તક પેખો પુરાણ;
અવર ધરમ અધિકારમાં, એકે નથિ પ્રમાણ. રાચો૦ ૩
વિપ્ર વર્ણોમાંહિ શ્રેષ્ટ છે, સદા રોહો સતસંગ;
અસુરકૃતિ નહિ આચરો, હેતે આણી ઉમંગ. રાચો૦ ૪
ચાર ચરણ સદ શાસ્ત્રના, સજિયે સત્કર્મ;
સત્ય દયા તપ શૌચ જે, સનકાદિકનો સુધર્મ. રાચો૦ ૫

સંધ્યા વંદન સારી શ્રેષ્ટતા, સજ્જો સદાચાર;
દ્રઢતા ધરિને સ્વધર્મમાં, તત્પર રહેવું તે વાર. રાચો૦ ૬
લક્ષણુ લહિયે પવિત્રનાં કરિયે શાસ્ત્ર સંકેત;
બ્રહ્મ સ્વરૂપ શુભ ભાળતાં, ઉપજે અંગમાં હેત. રાચો૦ ૭
દયા ધરમ દ્રષ્ટિ દાખવી, કરિયે શુભ ક્રિયમાણુ;
યજ્ઞા ભ્યંતર કૃત્ય આચરો, હરિયે નહિ પશૂ પ્રાણુ. રાચો. ૮
દિલમાં દયાળુ રહી સદા, અહિંસા પર્મ ધર્મ;
ત્યાગ કરો બહિર યાગને. શ્રેષ્ટ કરિ સત્કર્મ. રાચો૦ ૯
પાપી પ્રિછે નહિ પ્રાણુને, હિંસા કરવાનિ હામ;
હિંસા થકી ડરિયે દિલે, રિઝે જેથકિ રામ. રાચો૦ ૧૦
મુક્ત રેહેવું મદ્યપાનથી, ભ્રષ્ટ થાય ભૂદેવ;
પંચ*મકારો ન પ્રીછવા. તુચ્છ સરખિ જે ટેવ. રાચો૦ ૧૧
માંસાઆહારી મનુષ્યનો, વિરા તજિયે વિશ્વાસ;
આણે અચાનક આપણો, દેહ કરે દુષ્ટ નાશ. રાચો૦ ૧૨
વિકારિ વ્યભિચારી વિશ્વમાં વાધે વીપરિત વરત;
નિશ્ચે નાંખે જઈ નર્કમાં, આણે ઉગતાં અસ્ત. રાચો૦ ૧૩
મંત્ર મલિન મુખ જપતાં, જાણુ મેળવે જોગ;
વામિ વિષયી વાટે વીચરે, ભુંડા ભોગવે ભોગ. રાચો૦ ૧૪
વચનો વગળ લખ્યાં વેદમાં, વિમળ વાડવ વંશ;
પૌત્ર પૂલસ્તના પ્રાક્રમી, ઉપજ્યા ઉત્તમ અંશ. રાચો૦ ૧૫
રૂષિપુત્ર રાવણુ કુંભકર્ણ છે, પ્રગટ્યા પ્રૌઢ પ્રચંડ;

---

* માંસ, મુદ્રા, મૈથુન, મદ્ય, મંત્ર.

વિભાગ કર્યાં ચાર વેદનાં, હિંસા દેવને દંડ. રાચો૦ ૧૬
હિંસા કૃતિ યજ્ઞ આચરી, બાહ્ય કરિ બહુ યાગ;
બ્રહ્મ રાક્ષસ પાણું પામિયા, વિભિષણ સુરભાગ. રાચો૦ ૧૭
પરહરો પંચમકારને, ઇંદ્રિવશ ઉપકાર;
ધર્મ ધુરંધર દ્વિજને, ભાસે ભ્રષ્ટ આચાર. રાચો૦ ૧૮
પર્મ ભક્તિ પ્રિછો પરિબ્રહ્મની, પૂજિ કરિયે પ્રણામ;
પરભવો પાપી પાખંડને, શેવો સુંદર શામ. રાચો૦ ૧૯
અલ્પ સ્તુતિ મૂખે ઓચરી, મૂળશંકરે આજ;
મેહેર માગું મુનિ મહારાજની, રૂડી રાખજો લાજ. રાચો૦ ૨૦

### દોહરો.

ધર્મ દ્રષ્ટ ધારણ કરી, મેહેર કરો મતિ ધીર;
કરૂણા કરવા કારણે, ધર્મ નિતિ ધરવીર.

# लघु सप्तशतिस्तोत्र.

## वसंततिलकावृत्त.

સત્કર્મ ધર્મધર છે, તુજ દેવિ પાય, યજ્ઞાદિ કર્મ તુજથી સફળીત થાય;
ચૈતન્ય તુંજ મુજ ચિત્ત વિચાર લાવ્યો, હું તે થકી ચરણને શરણેજ આવ્યો. ૧
પોઢ્યા રમાપતિ સુ શેષ રૂપી પલંગે, તે મોહ પાશ તુજ વસ્ય થયાજ અંગે;
નીદ્રાવડે નયન વ્યાકુળ થઇ ગયેલાં, તેથી સમર્થ પણ પોઢિ પ્રભુ રહેલા. ૨
તે વિષ્ણુના કરણ મેલથિ તેહ ઠામ, પેદા થયાજ મધુકૈટભ દૈત્ય નામ;
જુદ્ધે મુઆ ન જગદીશથિ તેહ જયારે, માયા તમારિ થકિ તર્ત મુઆજ ત્યારે. ૩
હે દેવિ એક મહિષાસુર દૈત્ય તેતો, ત્રૈલોક્યવાસિ સહુને બહુ દુઃખ દેતો;

ઈંદ્રાદિ દેવ થકિ તે લડતાં ન હાર્યો, તેં માત તેહ ખળને પળ માંહી માર્યો. ૪
જે ધુમ્રલોચન બહુ બળવાન બાજ્યો, હુંકાર શબ્દ કરી તેં તનકાળ બાળ્યો;
દૈત્ય ક્ષયાર્થનિજ ચિત્ત વિચાર લીધો, ક્રોધાગ્નિમાં અસુરનો અતિ હોમ કીધો. ૫
જે ચંડમુંડ ઘનનાદ *ઘનનાભ જેવા, તે બે તણો ક્ષય કરે સુર કોણ એવા;
મોટા મહાત્મત હતા જગ સર્વ જાણ્યા, હેમાત તેહ તુજ વજ્ર થકી મરાણા. ૬
લોપે ન વેણ તુજ શંકર કામ વેર, માટેજ દૂત કહીને ગત દૈત્ય ઘેર;
કીધું તમે ચરિત તેહ પ્રસિદ્ધ જ્યારે, સંજ્ઞા ઠરીજ શિવદૂતિ તમારી ત્યારે. ૭
જે રક્તબીજ સુર શત્રુ બળિષ્ઠ જેવો, તેનું પડે રૂધિર ત્યાં પણ થાય તેવો;
જ્યાં રક્તબીજ ઉપજ્યા અસુરો અઘાત, તે સો તમે ગળિ ગયાં કરૂણાળુ માત. ૮
ત્રૈલોક્ય લૂટી લઇ શુંભ નિશુંભ ફાવ્યા, ઈંદ્રાદિ દેવ સહુને લડિને હરાવ્યા;
નાંખ્યા તમેજ નિજ શસ્ત્રથિ તેહ કાપી, તેને તમે સ્વરગમાં સ્થિતિ શુદ્ધ આપી. ૯
હે માત આ જગતનો લય થાય જ્યારે, તે તુજ તેજ પ્રલયાગ્નિ વિશેજ ત્યારે;
બ્રહ્માંડ થાય લયનો ન નવાઇ એમાં, દાઝી મરે અસુર અંગ પતંગ તેમાં. ૧૦
તું ભક્તનાં દુઃખ તથા પરિતાપ ટાળે, દેવી અભક્ત જનનાં તન તુંજ બાળે;
તારૂં પરાક્રમ તથા કરૂણા અપાર, શું વર્ણવું નથિ મતી મુજમાં લગાર. ૧૧
પીયુષ પાત્ર કરમાંહિ બિજોરૂ બીજે, ત્રીજે †મુખેટ ગણિ ચોથિ ગદા ગણીજે;
જે ગૌર વર્ણ વળિ બાળસ્વરૂપ ભાસે. જે પુણ્યવાન ધરિ ધ્યાન કૃતાર્થ થાશે. ૧૨
માયાખ્ય બીજ જગદંબ તમારૂ જેહ, હ્રીંકારનું પ્રતિદિને ધરી ધ્યાન તેહ;
પ્રીતી સહીત જપ પૂરૂષ જે કરેછે, તે શ્રેષ્ટ રાજ્ય સુખ અત્ર પરત્ર લેછે. ૧૩
અન્ન સ્વરૂપ થઈ વિશ્વ વિષે વસોછો, પ્રાણી સમસ્ત તન તૃપ્ત તમે કરોછો;
સર્વાંતરસ્થ બહુ શું કહું હે કૃપાળ, સંસારમાંહિ મુજને ગણિ રંકપાળ. ૧૪
આ વાહનં યજન વર્ણન પૂજનાદી, સેવા વિષે સુક થઈ મુજથી પ્રમાદી;

---

* વરસાદ જેવા કાળા. † કડીઆળી લાકડી.

હે માત તેહ અપરાધ ઉરે ન આણો, બાહ્યાંતરસ્થતણિ વાત તમેજ જાણો.૧૫
આ ચંડિનું ચરિત તે જન જે ત્રિકાળ, પાઠે કરે ધનપતિ બિજયી સુખાળ;
દાતા ક્ષમા ધર વળી કવિ વર્ય થાય, અંતે અમર્ત્ય પદમાં જન તેહ જાય. ૧૬
શ્રી સિદ્ધનાથ ઉપનામ સુ શંભુનાથ, તેની કૃપાથિ ભણિને સદશાસ્ત્ર ગાથ;
પૃથ્વી ધરાખ્ય કવિએ શુભ એહ કીધું, ચંડી તણું સ્તવન તે મન ધારિ લીધું. ૧૭
શાસ્ત્રી સુજાણ જન અમૃતરામ નામ, ભાષાન્તર કૃત ભલું સહુ લોક કામ;
તે છંદ બંધ નિરમ્યું દલપત્તરામે, શીખે સુણે સુમતિ તે સુખ સર્વ પામે. ૧૮



# हार प्रबंध.

## ब्रह्म समाजना प्रतिनीधीयोने आयागमनविषे.

स्रग्धरा छंद.

आवो लावो लवोवां कुमलुण कुसुमं
शांती वृत्ती मती है;
आणो राखो कुणोआ, तनमन धनथी
ख्याती घाती कृती पै;
सारा धारा धरावा, अणअण हजतां,
न्यारी धारी धरी छे;
जेवी तेवी कवीनी, गतिमति कृतिआ
शेरी कारीगरी छे;

# उदिच्य कुचाल निवर्त्तक प्रबंध.

## प्रार्थना मंगळा चर्ण.

### ગાથા અથવા આર્યા છંદ.

ગિરજા સુત ગુણવાળા, સ્મર્ણું કરૂંછું તમારૂં શોભાળા;
શુંઢાળા દુંદાળા, રીધ સિધના કંથ રૂપાળા. ૧
ધ્યાન તથા સ્તુતિ તારી, કરીને ઇચ્છું સદા શરણુ તારૂ;
આપો મતિ સુખકારી, વિમળ ચિત્ત અગાધ બળ તારૂ. ૨
ગુણવંતા એક દંતા, મોદક ભોજન સદૈવ ચાહંતા;
ગણુનાયક દુઃખ હંતા, અચળ સુખ અપાર ગુણવંતા. ૩
ભગવત્તા ભગિનિ ભ્રાતા, ત્રિભુવન પતિ છો તમે જગત્રાતા;
સુખશાતાના દાતા, છો મુજ પીતા તથા માતા. ૪
વંદુ હું શીર નામી, શુભ મતિ આપો મને વિમળ સ્વામી;
કવિતાનો રસ પામી, અભય થઉ અનેક ભય વામી. ૫

### ગીતી છંદ.

શારદ હારદ દેવી, વિશ્વ વિલાશી અખીલ આણુંદા;
માગું પ્રેમ પ્રસાદી, તું અજરામર તજાવ ભવ ફંદા. ૧
શાળક સુખની દાતા, વાસ જિભે કર સદાય સુખદાતા;
અભેદ છો અવિકારી, પ્રાણુપતી તુ કૃપાળ થા માતા. ૨
સચરાચર તુ રાચે, વાણિ રસીક દે દયા કરિ આજે;

સફળ થવા શ્રમ મારો, વિજય મતિ દ્યો રખાવવા લાજે. ૩

**વસંતતિલકા છંદ.**

હે બ્રાહ્મણો તમ તણા સઘળા કુચાલો,
દ્રષ્ટી થકી નિરખિને તુછ તેહ ટાળો;
જેજે વિકાર વશિયા નિજ જ્ઞાતિ માંહી,
ટાળો કુચાલ સઘળા શુભ બુદ્ધિ સાહી; ૧
સાષ્ટાંગ દંડવતથી ચરણે નમીને
જ્ઞાતી કુચાલ સઘળા કહું વર્ણવીને;
માગું ક્ષમા તમ થકી દ્વિજ પાહિ પાહી.
ટાળો કુચાલ સઘળા શુભ બુદ્ધિ સાહી; ૨
હું રંક આપ દ્વિજ શેવક એમ ભાખું;
થાપો સુચાલ સરવે શુભ સ્વાદ ચાખું;
જે જે કુચાલ નડતા નિજ જ્ઞાતિ માંહી,
ટાળો કુચાલ સઘળા શુભ બુદ્ધિ સાહી; ૩
સર્વે સુચાલ નિજ જ્ઞાતિ વિષે થવાને,
આશા નિરંતર ધરૂં ગુણ રાખવાને;
રાખો વિચાર ચિત્તમાં મુજ સુજ્ઞ ભાઇ,
ટાળો કુચાલ સઘળા શુભ બુદ્ધિ સાહી; ૪

**રોલા વૃત્ત.**

હે સદગ્રહસ્થો અવધ પુરના, સ્નેહ સહીત સહુ આવારે, એ રાગ.

નેકિ વિપ્ર ગ્રહસ્થ ઉદિચો, પ્રેમ સહીત સહુ અહિ આવો; ટેક.
વડા વીવેકી શુભ સ્થળ વાશી, અગણીત ગુણ નીજ દર્શાવો. ૧

આજ અનોપમ અવસર આવ્યો, બ્રહ્મસમાજ જુઓ ભારી;
સ્નેહી સહોદર હેતસ્વિ સહુ, પ્રાપ્ત કરો બુદ્ધિ પ્યારી. ને૦ ૨
ધર્મભ્રષ્ટના કર્મ થકી નીજ, જોઈ હૃદય સહુનાં દાઝે;
માટે મિત્ર પવિત્ર મતિથી, સજો સુધારા હીત કાજે. ને૦ ૩
શ્રુતિ સ્મૃતિના સઘળા વાક્યો, લ્યો દ્રષ્ટાંત રૂપે માની;
ધર્મ શાસ્ત્રના નિયમ વિચારી, બોધ લહો નિજ પ્રીય જાણી. ને૦ ૪
જેમ અગોચર વીકટ રસ્તે, પંથ બતાવે કો આવી;
જયમ અથડાવું મટેછે ઝટપટ, ત્યમ પ્રિય શાસ્ત્ર જૂઓ લાવી. ને૦ ૫
બ્રહ્મ સમાજતણા મેમ્બર થઈ, વળી વિવેક સહીત વીરા,
શોધ કરો સઘળા પૂસ્તકનો, શોધે પ્રાપ્તજ થાય હીરા. ને૦ ૬
મુળ સરખા મ્હારાજાઓએ, વડીલોને કે'વા માન્યા;
તે કિર્તી હજુ હાલ સુધી છે, માટે સૂધરજો શાણા. ને૦ ૭
મિથ્યા માન ગુમાન ધરાવી, ફોગટ અવળાં ધન ખરચે,
જ્ઞાન વિના નર થઇ આંધળા, બોધમ મારજ ખાઇ મરશે. ને૦ ૮
ખોળ કરો ખરિ એક વાતની, જોજો વૃદ્ધને તેડાવી,
જુઓ ટેવ ભુંડી બહુ જેની, ગુણ અવગુણ લ્યો દર્શાવી. ને૦ ૯
કહે કરો ભોજન મન ગમતાં, ચુરમેશ્વર પર ઘૃત ધારા;
તે વણ તૃપ્ત ન થાયે બ્રાહ્મણ, યા કણુસાર કરો પ્યારા. ને૦ ૧૦
જિવતક્રિયા માંહિ નિત્ય જમતા, એ અમને પ્રીય છે ધારો;
બ્રહ્મ ભોજન કરવાં બહુ સારાં, કહે વૃદ્ધો મારા યારો. ને૦ ૧૧
રૂઢિ સરસ કેવી જમવાની, તતખર થઇ જમવા ચાલે;
ચાર કરે પઈયા ભોજનના, સજ્જન ભાવ ધરી ભાળે. ને૦ ૧૨

ક્ષુદિ દાળને વાલ વધાર્યો, ધૃત* તેમાં જબરૂં બળશે; !!!
વળિ વાટચકામાં ઘૃત ઠાલ્યું, તે ટાંકૂ પ્રિતે ગળશે. નેં૦ ૧૩
એમજ કરતાં રે ઉંણું તો, કરે* દીવો મોઢે માંડી; !!!
તો સંતોષ વળે દ્વિજ કૂળને, યશ લેવા ફેરવે પાઢી. નેં૦ ૧૪
કદિ કરમ સંજોગે કોઈયે, વાળ્યો ગોળજ મહીં ધ્રાસી;
લગાર નહિ તેમાંથી ટપકે, તો કહે સોગજ શિદ વાળી. નેં૦ ૧૫
અણુ સમજણુથી અવળું કીધું, સલ્લાહ નહી લીધી સારી;
ખાંડ હતી સોંઘી વેચાતી, તે નહી ઘાલી શું ધારી. નેં૦ ૧૬
આણુસમજુ તેં અપયશ લીધો, સલ્લાહ મૂરખ કોણે આપી;
ફૂટચ મૂર્ખા આ નો'તુ કરવું, યશ પામ્યો નહી અદ્યાપી. નેં૦ ૧૭
ધરધણીને સઉ કે' બોલાવિ, જયમ ત્યમ કીજ જમે આવી;
શાક દાળ ભજિયાં શું ભાવે, ભોળાને કેહે બરમાવિ. નેં૦ ૧૮
આવું અવળું કોય કરે નહીં, ફૂટ મૂર્ખા ફોકટ કીધું;
કે આ બળનો દા'ડો કાઢયો, તેં સઘળું બાળી દીધું. નેં૦ ૧૯
જમાડનારો બોલે બિહિતો, માફ કરો મુને આજે;
મૂર્ખપણે મેં અપયશ લીધો, હેતરિવ માટે દાઝે. નેં૦ ૨૦
હવે સલા' પૂછ્યા વણુ ન કરૂં, હું વહાલો તમને ઝાઝો;
ફરી ખરચ કરવું છે બીજું, તેનો છેજ દીવસ આધો. નેં૦ ૨૧
આજ પછિ નીજ સલા' પ્રમાણે, મારે તો નિશ્ચે કરવું;
કંજુસ થઇને ના આથડવું, ન્યાતિમાં ગ્રહસ્થ થઇ ફરવું. નેં૦ ૨૨
વૃદ્ધ કહે વીર જો જ્ઞાતિમાં, વળીજ સરસ કેવા થાશ; ?

---

* એક બ્રાહ્મણ ઘીનો વાડકો ભરી મ્હોડે માડી પી ગયો.

ઘરડાનું તો થાયજ જેમ તેમ, યુવાનમાં ભોજન સારાં. ને૦ ૨૩
યા કણુસાર અને ચુરમેસ્સર, વટશોઇ વડે ઘૃતનિ ધારા,
સૂખરૂપે બ્રાહ્મણુ બહુ જમતા, પંક્તીમાંહ બેશી પ્યારા.ને૦ ૨૪
પઇયા ચાર કરે ભોજનના, તો યશ તે નર બહુ પામે;
જ્ઞાતિમાં એ સહુને પ્યારો, ન્યાત જમાડી દુઃખ વામે. ને૦ ૨૫
ત્રાસ નહી દિલમાં રજ દાખે, ક્રુરપણું બહુ કેહેવાયે;
જીભ્હા ઇંદ્રિ રે' નહિ ઝાલી, સ્વાદિષ્ટ ચિજો ખોળિ ખાયે. ને૦ ૨૬
મઝા પડે વળતિ જોવાની, શાકજ ભરેલા ઘર પાસે;
રૂધિરની બહુ છોળ્યો ચાલે, શૂરા તત્પર થઇ જાશે. ને૦ ૨૭
સામાસામી લશકર ઉભાં, દે ગડદા મુક્કા લાતો,
શાકજ પીરસવાને સ્વાદે, માર ઘણો જઇ તે ખાતો. ને૦ ૨૮
કાયર થઇને જો નાસે તો, પુરો કરીજ તેને નાંખે;
એક બીજાની ટોળીમાના, ઉપર ઝેહેર ઘણું રાખે. ને૦ ૨૯
લડતાં વઢતાં માથાં ફૂટે, રૂધીરની ચાસે ધારા;
તે સહુ ટંટા પાટે પતતા, ન્યાયી વૃદ્ધ ઘણા સારા. ને૦ ૩૦
આજે નહિ એવા ઇન્સાફી, સમજાવિ પતવે ટંટા;
એક બીજાને એ ઉશકેરે, લાંચજ ખાય ખોટા ધંધા. ને૦ ૩૧
સદ શિખામણ દઇ ન સુધારે, ગર્વ ઘણો મનમાં લાવી;
ચપળપણું દર્શાવા સારૂં, ચઢાવતા પાસે આવી. ને૦ ૩૨
હવે વઢી સરકાર ચઢીને, જાયે કચેરીમાં ચાલી;
દંડ મળે યા શિક્ષા પામે, એમજ દશા ખોટી ભાળી. ને૦ ૩૩
તે અવશરથી મટી લડાઇઓ, જમી હવેજ સૂખે જાતા;
મસ્ત થઇ સાંઢો લડતાતા, તત્પર થઇ સામા થાતા. ને૦ ૩૪

ઉદ્ધાંતની ઉજાણી ખાવા, વૃદ્ધ થઈને કરતા બોધ;
એ ઉન્મત્તપણું બહુ વ્યાપક, સુરમેશ્વરનિ કરતા શોધ. નેં૦ ૩૫
હવે અનીતિ ત્યાગ કરીને, જરૂર ના ઝંપલાતા વીર; ?
પતંગ સોનું હરવા સારૂ, દીવે બાળે આપ શરીર. નેં૦ ૩૬
ઘરમાં નાણું હોય કટાતાં, ત્યાં ન સમાતાં નીજ નાણાં;
વાપરવાના ઉપાય ઝાઝા, ઠીક છે સુંદર ઠેકાણાં. નેં૦ ૩૭
વિદ્યાશાળા ઔષધશાળા, હુન્નરશાળા શુભ સ્થાપો;
ભ્રાતો ભટકે ભિખી દરીદ્રી, તે કષ્ટિતનાં દુઃખ કાપો. નેં૦ ૩૮
સ્વપ્ને જો ન મળે સુરમેશ્વર, તો ફીજ ને નિદ્રા નાવે;
એ મોટું અપલક્ષણ ભ્રાતો, જ્ઞાન નહી હૃદયે આવે. નેં૦ ૩૯
એક વખતના વાળુ મધ્યે, ખરચે તેમાં નાવે ખોટ;
પરોપકાર અરથ વાપરતાં, નાશી જવા મુંકે દોટ. નેં૦ ૪૦
કઠણ વચન કીધાં મેં તમને, રખે લગાડો માઠું આપ;
સુબોધ મુળશંકર મુખ ભાંખુ, ધરશો નહિ ઉરમાં પરિતાપ. નેં૦ ૪૧

**દોહરો.**

શબ્દ સ્પર્શ રૂપ ગંધ રસ, કામ ક્રોધ ને લોભ;
મોહ ભયથિ વિપરિત સઉ, થિર નવ થાયે થોભ. ૧

**કુંડળિયા છંદ.**

દશ ઈંદ્રિવશ થઇ ગયા, ભારે રૂડા બ્રહ્મ,
જ્ઞાન માન સરવે ગયું, આપ થયા પછી અંધ;
આપ થયા પછિ અંધ, બંધ બાંધી વશ કીધા,
ખોળિ મોદિક ખાવ, લ્હાવ લાખેણા લીધા;
કહે કવિ મુળજિરાંમ, જીતેંદ્રી કાઢો શોધી.

ન જડે જોતાં ન્યાત, જ્યો ઇંદ્રીવશ બોધી. ૧
અગમ બુદ્ધિ છે વણિકની, પાછળ મતિયો બ્રહ્મ;
તુચ્છ બુદ્ધિ છે તર્કની, મૂક્કા મારે ધંમ;
મુક્કા મારે ધંમ, ભંમ મુસ્તકમાં વાગે.
તો નહિ સમજે ભ્રાત, વાત વીપરિત અથાગે;
કહે કવિ મુળજિરામ, સુગમ બુદ્ધિ સૂજાડો;
નહી શરમનું કામ. અગમ બુદ્ધિ પો'ચાડો. ૨

## છપય છંદ.

ભ્રમર કમળ મોઝાર, સુગંધી આપ હરેછે;
મરવાને માતંગ, વિષય બહુ તેહ કરે છે.
વિષધર મોટો વ્યાળ, શુંણિસ્વર નાઠો આવે;
પતંગ બાળે દેહ, એહ શું સોનું લાવે?
ભોજનને વશ* દ્વિજ ભ્રષ્ટ બહુ, કામ ક્રોધ ને લોભથી;
કહે મૂળશંકર ભય ઉપજે, મોહ પાશના થોભથી. ૧
તજો કુચાલ ઉદીચ્ય, ક્રિચ્ય લપટાશે કાયા;
ધોતાં નહિ ધોવાય, થાયછે અળગી માયા.
રહે રળિ નહી રેખ, પેખતાં પળમાં પળશે;
કહે કરો સૂકીત, ન્યાતનું દેવું વળશે.
નિત્યેજ જમી તું કયાં જઇશ, ચાલે નહી ખર્ચ્યા વીના;
કહે મુળશંકર પ્રિછો સરવ, દાનંત ભ્રષ્ટ ખોટિ બીના. ૨

---

* મૃગ પક્ષિ માફક ક્ષુધાતુર–ખાધાના લાલચુ બહુજ બ્રાહ્મણ હોય છે.

નહીં સગામાં સંપ, જંપ તેને ક્યાં વળશે;
જ્ઞાતિ ગુનેગાર, હાસ્ય પામીને બળશે.
થશે પછી મોદીક, ઠીક શીખામણ દીધી;
વડા વિવેકી ભ્રાત, ન્યાતની આશીષ લીધી.
બળાતકાર ભય ચીત ધરી, જમાડવા તત્પર થયા;
કહે મુળશંકર લાલચમાં, ભુખ ભાગવા સૌ ગયા. ૩
ભલે જમે સૌ ભ્રાત, કીચમાં દડીઓ ઝુંએ;
પત્રાળુ ખેંચાય, હાથમાં લાડુ ખુંએ.
ઝડી પડી બૈ છેક, ન્યાતમાં જમતી વેળા;
વે'ળા ચાલ્યા ભ્રાત, ખાળના કચરા રેલ્યા.
પલળ્યાં પટકુળ અંગનાં, જમતાં દુઃખ વેઠયુ ઘણું;
કહે મુળશંકર બગડયું ઘણું, જમાડનારા જન તણું. ૪
તણાય નાંનાં બાળ, વાળ નારીના પલળે;
જુવતીને જંજાળ, ઓઢતી અંચળ અવળે.
ખાતાં પામે કષ્ટ, નહીં વાડી તે માટે;
દાવાદળ સમ દુઃખ, ભુખ્ખ ભાગણુનિ વાટે.
પોહોર એક જમતાં થયો, તાઢે ધ્રુજે બાળકો,
કહે મુળશંકર વિપરીત જે, કચરો ભુંડો ખાળનો. ૫
ભલે જમાડો ભ્રાત, ન્યાત કરજો વાડીમાં;
કિચ્ચડ પોળો માંહ, નિકર કરજો ઝાડીમાં.
નાવે સંકટ લેશ, બેશ સારૂં બેઠાનું;
એક રાખજો દ્વાર, ન્યાત માંહી પેઠાનું.
ધર્મભ્રષ્ટ થાશે જો નહી, સદ્‌ગૃહસ્થ એવું ધારતા;
કહે મુળશંકર કુચાલ સૌ, શોધો શી કહુ વારતા.

## રાગ મરજ.

ન્યાતિ માંઇ જંબા જેવોરે, અવર નહીં લહાવ મળે એવો;
નાહી ધોઈ સારાં પેરી પીતાંબર, ઉપર ઓઢિને શાલ;
કનક રૂપાનાં પેહેર્યાં ઘરેણાં, ઉપજે વપૂપર વહાલ. ન્યાતિમાંઇ૦ ૧
જળહળતું જળપાત્ર સહીને, જાએ જંબા ધરી હેત;
સ્નેહિતણા કર સાહિને ફરતા, શાણા કરે સંકેત. ન્યાતિમાંઇ૦ ૨
વાંકડિ મુંછના પર કર ધરતા, તિલક સુંદર કરી ભાલ;
જમતિ અગળાઓનાં પંગતમાં, ચાલતા હંસની ચાલ. ન્યાતિમાંઇ૦ ૩
અંગે ચોળ્યાં તેલ સુગંધનાં, અતર સુંઘતા નાક;
ત્રણાગિયા નર નારી રિઝાવા, લેતા પીરસવા શાક. ન્યાતિમાંઇ૦ ૪
કંઇક સ્ત્રિયોનાંભાણાં ભરે ખૂબ, શાકની સારી ભેટ;
વૃદ્ધ પુરૂષો ન શાકજ પિરસે, પીરસે યુવાનો નેટ. ન્યાતિમાંઇ૦ ૫
અન્ય ચિંતે વૃદ્ધ માનવિ પીરસે, મોટપણાનું માપ;
ન્યાતવરો કદિ થાય નહિતો, પૂરણ પ્રગટે પાપ. ન્યાતિમાંઇ૦ ૬
રજસ્વળાનું ઉચ્છીષ્ટ ખાવા, તત્પર થાજો વીર;
જન્મ કૃતારથ સુફળિત થાવા, ધિમે ધિમે જમો ધીર. ન્યાતિમાંઇ૦ ૭
એક બિજાના ભાંણા વિશેથી, ખોળિને જમતા ચીજ;
આવો રૂપાળો લહાવો મળે કયાં, શાણા ખોળો ખચીત. ન્યાતિમાંઇ૦ ૮
એવા નઠારા ચાલો ડુબાવી, ન્યાતો જમાડો ભ્રાત;
નિતિશાસ્ત્ર પ્રમાણે સુધારી, ધર્મનિ ન કરો ઘાત. ન્યાતિમાંઇ૦ ૯
વાડી ખોળિ નિત્ય ન્યાતો જમાડો, જે રિતે ધર્મ પળાય;
સ્નાતકને તો પાતક વળગે, ખોટિ રીતે ન ખવાય. ન્યાતિમાંઇ૦ ૧૦
અલ્પ ઊમરનાં નર નારીનું, ખાતાં ઉપજે ત્રાસ;

કઠણ હૃદયનાં તે નવ છોડે, ખાતાં ન થાય ઉદાશ. ન્યાતિમાંઈ૦ ૧૧
આવા કુચાલો ટાળો ઉદીચો, ત્રાસ સરિખા તેહ;
ઘણા વખતથી આવિ ભરાણા, ભ્રષ્ટ કરિ દીધી દેહ. ન્યાતિમાંઈ૦ ૧૨
ઉપરથિ ડોહોળ સારા બતાવી, ભુંડી નઠારી ટેવ;
વાંક જીવ્યાનો લોભ ખાધાનો, તે ન ટળે તતખેવ. ન્યાતિમાંઈ૦ ૧૩
ગોવાળિયો ધેન જેમ ચરાવે, ભેગી કરીને અથાગ;
તેમજ ન્યાતિના લોક બિચારા, આગેવાનો દુષ્ટ ભાગ. ન્યાતિમાંઈ૦ ૧૪
આગેવાનો કદિ ન્યાતિ સુધારેતો, લાગે નહિ પળ વાર;
કર્મહિણા નર કદી ન સુધારે, ભુંડા હવાલ થનાર. ન્યાતિમાંઈ૦ ૧૫
માફ કરો મુજ જ્ઞાતિ વીરા સૌ, નિંદા ઉચારી આજ;
મેહેર કરો મૂળશંકર ઉપર, પેટની ભુંડી દાઝ. ન્યાતિમાંઈ૦ ૧૬

**નારાચ છંદ.**

ઉદીચ જ્ઞાતિના દ્વિજો વિચાર શુદ્ધ આણજો,
દયાળ થૈ સુધારજો કુચાલ દુષ્ટ જાણજો;
વિકાર છેક આપણી સ્વજ્ઞાતિ માં નિહાળતાં,
તજો તમામ ભ્રાત સૌ ઉદીચ કષ્ટ ટાળતાં. ૧
ઉફાંતની કરી ક્રિઆણિ સંતતી પિડાય છે,
પિડાય બાળકો તમામ ધર્મભ્રષ્ટ થાય છે;
લગારના વિચાર સંતતી ભણી ન ન્યાળતાં. તજો તમામ૦ ૨
અનર્થ એહ પાપ મૂળ સાહિ સૌ ઉશેટજો,
સ્થિતી સુધારજો ઉદીચ સંતતી શુ ભેટ લ્યો;
નડે નહીં પછી લગાર સૌ સુચાલ ભાળતાં. તજો તમામ૦ ૩
નિતી પ્રવર્ત્ત થાય જ્યાં અનીતિ નાશ પામતી,

ટળે વિકાર ત્યાં તમામ ભાળશો રૂડી સ્થિતી;
સજો સુચાલ ભ્રાત યા કુચાલ દૂર ખાળતાં. તજો તમામ૦ ૪
ઘણો વિકાર જ્ઞાતિ ભુક્ત કાર્યથી અતી બને,
ઉદ્દાંત એ અતોલ યાર એમ લોક સૌ ભણે;
ધિમે ધિમે તજો તમામ પ્રીય બાળ પાળતાં. તજો તમામ૦ ૫
સજો નિશાળ જે વિશાળ જ્ઞાન આપનાર જે,
સ્વધર્મ નીતિ નીમ શોધિ શાસ્ત્રના વિચારને;
અપાર સ્વાદ ઝુભ લોભ મોહ જાળ બાળતાં. તજો તમામ૦ ૬
બુરી સલાહના વિચાર ભ્રાત ચીત ના ચહો,
કરો ન કામની નવીન સૂખ સ્થીતિમાં રહો;
સલાહ એ પવીત્ર બુદ્ધિ ધર્મ નીમ પાળતાં. તજો તમામ૦ ૭
વિકારના વિચારથીજ આ વિચાર ઉલટો,
ઉદ્દાંતથી અપાર દૂર છે વિચાર સુલટો;
રચેલ મૂળશંકરે નવીન છંદ ન્યાળતાં. તજો તમામ૦ ૮

## સવૈયા. એકત્રીસા. છંદ.

શાણા સુજ્ઞ ઉદિચ્ય ગ્રહસ્થો, વીર વિચારોને આ વાર;
સહુ જ્ઞાતિમાં થયા સુધારા, આપ નથી કરતા વીચાર.
ગરવ ધરીને મતિ ગુમાવી, બેઠા છેક થઇ બેભાન;
નીચ નજર ટાળી ઉદીચો, સજો સુધારા થઈ બળવાન. ૧
અભીમાન અંતરમાં આણી, બળી મરોછો શીદને ભ્રાત;
વરા રૂપી ચે' અખંડ બળતી, તેમાં પડતાં દે'નો ઘાત.
લગાર નહિ વીચારો પડતાં, આપ થયાછો શું અજ્ઞાન; નીચ૦ ૨

બા'લપણું વેવાઇથિ ટાળી, વિરોધ-કરવા તતપર થાય;
વણુ અપરાધે નડવાની તો, બીક બિચારાના ઉરમાંય.
લેવા ખાવા શૂરા પૂરા, બિચાર વણુ કરતા તોફાન; નીચ૦ ૩
ગોરવમાં ગાળો દીધાનો, ગોરીનો જે ગંદો ચાલ;
તેથી થાય ઘણી અપકીર્તિ, અબળા બોલે મુખથી આળ.
જ્ઞાતિની બહુ થાય ફજેતી, પ્રાસ થાય ઘણું અપમાન; નીચ૦ ૪
કામનિયોનો ચાલ કુટયાનો, ભામનિયો ભટકે દિન રાત;
બહુ સ્ત્રિયો ભેગી થઈ કુટે, દશમાનો બારે ઉતપાત.
અભણ પણે એવાં કૃત્ય શિખે, ભુંડી વાને ભળિયું ભાન. નીચ૦ ૫
હીંદુ માંહિ આ મોટો ઝઘડો, ધર્મશાસ્ત્રથી ઉલટું એહ;
વૈદ કહે એથિ ક્ષય નીપજે, રોગ થવાનું કારણુ જેહ.
પછિ ક્ષુધાએ સહુ ભુલાવ્યું, નીંદ્રાએ વશ કીધાં વાન; નીચ૦ ૬
આ ઉન્મત પણાનાં લક્ષણુ, ટાળો ભ્રાત હવે તતકાળ;
સદ કેળવણિ જો સ્ત્રિ પામેતો, ઝટપટ સુધરે તેથી બાળ.
જુઓ વીરા ક્ષત્રી નાગરમાં, કેવું સુંદર વાપ્યું જ્ઞાન; નીચ૦ ૭
કહે કવિ મુળશંકર મુખ ભાખિ, ટાળો ભ્રાત કુચાલો જેહ;
સ્નેહ ધરી સઘળા ઉદિચ્યો નાશ પમાડો ધારા તેહ,
નારિને બાળક બેહુ સુધરે, તો થીય થાશે ખૂબ વખાણુ; નીચ૦ ૮

**દોહરા**

તેજગ્નિ ભૂમિ જળ પવન, દશ ઈંદ્રી ઉચ્ચાટ;
પ્રાણુ અપાન ઉદાન ને, શમાન વ્યાન સુઠાઠ.
પંચ પ્રાણુને પંચ ભૂત, મતિ મન મદ અભિલાશ;
દશેંદ્રિમય સ્થુલ દે' ભયો, અંતે પામે નાશ.

## છપય છંદ.

પંચભૂતનો દેહ, એહ ઈશ્વરનો સંચો,
તે પડવાનો નેટ, નહીં કોઇ પુણ વંચો;
શાનો ધરવો શોક, પોક મુકી રોવામાં,
ટળે નહી મિન મેખ, વિધાત્રિ લેખ લખ્યામાં.
નાશવાન સ્થુલ દેહી છે, નહી અચળ રે'વાપણું;
કહે મુળશંકર શાનું રડો, કલ્પાંત ફોક કરતા ઘણું. ૧
રોતી અબળા તુચ્છ, બુદ્ધ ઓછી તે માટે;
કરે ઘણું કલ્પાંત, ઉદાશી આખી વાટે;
વદે વિવિધ વીલાપ, આપની છાતી ભાગે,
ભટકે આખી રાત, વાળ લેવાને જાગે.
ખોળે દશમુ કુટવા તણું, અબળા ચાલ અધીકછે;
કહે મુળશંકર બુદ્ધિ મતી, ગણે મર્યાદા બીકને; ૨

## ગરબી.

વહાલાનિ વાંસે ના ઝાઝું રોઈયે;
આંસૂડાં નિગાળે આંખ્યો જાયજો;
કળહ કર્યાથી કાયા તો કંપે ઘણું;
ક્લેશ કરે મરવું ના મિથ્યા થાયજો. વહાલા૦ ૧
રોયે ને કૂટે ના કો આવી મળે;
*પછાડ ખાધી તે કીધું પાખંડજો ! ! !
નાશ થયું તે સ્વપ્નામાં નવ સાંપડે;

---

* એક મારા મિત્રે તેના મામા પાછળ રોતાં પડતું મુકયું હતું. !!!

ક્લેશ કરે વાહાલાને દેવા દંડજો. વહાલા૦ ૨
મૃત્યુથી ઉગર્યાનો કાંઈ ઉપાય નહી;
હેત કરીને પાતાં આંસુ પાનજો,
વહાલપણું મેલીને તે વેરી થયાં,
દયા કરીને આપો જીવતદાનજો. વહાલા૦ ૩
રોવું કુટવું ખાવાની દુગધા થકી;
આણે ઇશ્વર આ વસ્તુનો અંતજો,
ઢોંગ કરેછે પેટતણા પ્રપંચથી;
જ્ઞાન મળેથી તુટશે તાણ્યો તંતજો. વહાલા૦ ૪
મોક્ષ મળે એવું સાધન સંપડાવિયે;
રોવાને કુટવાનો ખોટો ચાલજો,
રૂદન કરેથી મરનારૂં દુઃખ પામતું;
સ્નેહિ કુટુંબી તે નવ લે સંભાળજો. વહાલા૦ ૫
વ્હાલ ધરી તેને કંઇએ ના આપિયું;
મુવાનો જર શોધી ખાવા ધાયજો,
ન્યાત ઉજાણી ખાવાને તત્પર થયા;
મૂળશંકર કેહે વ્હાલું જુતિયો ખાયજો. વહાલા૦ ૬

## કુંડળિયા છંદ.

રોતિ રસિક રામા રતી, કરતી શોર બકોર;
કલહ કાર્ય કરવા મચી. જબરૂ જણાવે જોર.
જબરૂ જણુવે જોર, ઝપટ જુથ ચાલ્યાં આવે;
મૈયત પર બહુ મે'ર, તતક્ષણ તેડાં કહાવે.

કહે કવિ મુળજિરામ, વિલાપ વદે બહુ વામા;
પ્રસરાવે પરિતાપ, રસિક રીતિ બહુ રામા. ૧
કોપી ફૂંદ કરે સકળ, રડતી કળકળ રોળ;
ધિબકા મારી અંગથી, કાઢે રાતું ચોળ.
કાઢે રાતું ચોળ, વહે શ્રોણિતની ધારા;
ધ્રુશકે ધ્રુશકે રોય, ઉછળતા અંગે સારા.
કહે કવિ મુળજિરાંમ, ફૂંદ કરતી શો અબળા;
અપસોશી અત્યંત, કોપિ ફંદ કરે સઘળાં. ૨

## ગરબી.

શુભ ગોરમાનું વ્રત આચરીયે,
ઉમયાજી માત રિઝાવા બેન. સમજો સમજુ સાહેલી.
પરવરીએ માત પિતા સાથે,
કોઇ નાવે પાસ ચીડાવા બેન, સમજો સમજુ સાહેલી. ૧
એકલી છોડીયોને ખીજવાવે,
ગાળો ભુંડી ભંડાવા બેન, સમજો સમજુ સાહેલી.
રડવા કુટવા તો ના શીખવું,
ગોરમાનાં ગીતાં ગાવાં બેન. સમજો સમજુ સાહેલી. ૨
મીઠા મોળુ સુખે જમજો,
ગોરમાના ગુણ લહાવા બેન; સમજો સમજુ સાહેલી.
રૂડી પેરે જાગો રજની,
હોશ છે એ વ્રત કરાવા બેન; સમજો સમજુ સાહેલી. ૩
રોયે કુટે ઉમીયા આપે,

રંડાપણુ શીદ ચઢાવા બેન; સમજો સમજુ સાહેલી.
વ્રતભંગ બને એ શિખવાથી,
એવાં કૃતના આદરવાં બેન સમજો સમજુ સાહેલી. ૪
કુચાલ તજો શીખામણથી,
હઇડામાં હરખ ધરાવા બેન; સમજો સમજુ સાહેલી
હેતે કહુ ઉમળકા આણી,
મૂળશંકરને મન ભાવ્યાં બેન. સમજો સમજુ સાહેલી. ૫

## ઉધોર છંદ.

આ ઉન્મતપણાનો ચાલ, ટળશે તો વિર થહાશું ન્હાલ;
જરૂર આવી નડશે કાળ, સજો સુધારા થઈ દયાળ. ૧
વણ વાંકે ના તજવિ નાર, જેથિ થાય સફળ અવતાર;
બીજી વરતાં જબરિ જંજાળ, સજો સુધારા થઇ દયાળ. ૨
તજિ હતી રામે નિજ નાર, આવિ કષ્ટ પડયું તે વાર;
એહ હતા મોટા ભુપાળ, સજો સુધારા થઇ દયાળ. ૩
નળે તજી દમયંતિ જેહ, દુઃખે દવમાં દાઝયો દેહ;
આ દ્રષ્ટાંત લઇ તતકાળ, સજો સુધારા થઇ દયાળ. ૪
ભમાવનારા નાશિ જાય, સેવ્યાં દુઃખ પડે છે કાય;
થાય પ્રજા લાગે વિક્રાળ, સજો સુધારા થઈ દયાળ. ૫
પર હરવાનું પ્રૌઢજ પાપ, વેદ પુરાણે વાળિ છાપ;
એ ઉન્મત પણાના ચાલ, સજો સુધારા થઈ દયાળ. ૬
લગ્ન સમે ગાવાનિ રિત, મર્યાદાથિ ગાવ ખચીત;
બિભત્સ શબ્દને ભુંડિ ગાળ, સજો સુધારા થઈ દયાળ. ૭

ગોરવમાં કચરા ગુંદાય, તેથી છેક ફજેતી થાય;
આ છે કપરો ચાલ વિશાળ, સજો સુધારા થઈ દયાળ. ૮
ગાય નઠારૂ નિર્લજ હોય, સારૂ મનુષ્ય કહે નહિ કોય;
ગીતો શાસ્ત્રિ ગાવ રસાળ, સજો સુધારા થઇ દયાળ. ૯
ગદડે પગથિ ભ્રાત કણેક, ખોટો ચાલ ખુરો વિવેક;
અન્નદેવ જાણિ રૂપિઆળ, સજો સુધારા થઇ દયાળ. ૧૦
વિદ્યા નિતી વાપે જેમ, સદ ઉપાયો સજવા તેમ,
તજો કુધારા આણિ વહાલ, સજો સુધારા થઈ દયાળ. ૧૧
કહુ સકળ વણુંવી આ ઠામ, છુ દ્વિજ શેવક મુળજિરામ;
અલ્પ મતિ નવ દેશો આળ, સજો સુધારા થઇ દયાળ. ૧૨

છપય છંદ.

પ્રીતે પરણી નાર, રખડતી મુકે સ્વામી;
અબળા માગે ભીખ, કશુ સૂખ તે નવ પામી.
નહિ ખાવા સુખ ભોગ, તજી સ્વામીએ તેને;
પીડે કપરો કામ, આબરૂ અડકે જેને.
જાર કર્મ કાઢ્યાં તે શિખે, કે એ નિકળી જાય છે;
કહે મુળશંકર નિજ આબરૂ, દુ:ખથી સહુ ભેળાય છે. ૧
ગણે તારૂણી તુચ્છ, મુછ ઉગી તે ફાંસૂ;
થાય પ્રતિજ્ઞા ભ્રષ્ટ, દુષ્ટના મનમાં હાંસૂ,
નહી નફટને લાજ, કાજ અવળું કરવામાં;
ધરે નહી દિલ દાઝ, ભુંડુ કૃત આચરવામાં.
નીરદય નફટ નર ધિક્ક છે, વૃથા મનુષ અવતારમાં;

કહે મુળશંકર તું ફટ ભુંડા, ફેરા અફળ સંસારમાં. ૨
કાંતો માગે ભીખ, નદીપર જઈને બેસે;
કરે મજુરી આપ, રાંધવા પર ઘેર પેસે.
કરે પેટની વેઠ, લાજ ખોળે પરિયાની;
બેસે શિરપર આળ, વળિ વ્યભિચારિ થવાની.
પરણિ સ્ત્રિયોને ન પરહરો, અબળા ઓછી બુદ્ધ છે;
કહે મુળશંકર જે નહી તજે, તે નર નિત્યે શુદ્ધ છે; ૩
રાંડી નાની બાળ, નહી તેનું કો સંગી;
દળવાદળ સમ દુઃખ, ભુખ ભાગે નહી ભંગી.
નહિ પીયર પરિવાર, નહિ સાસરીયાં પાળે;
ગણે નહિ લવલેશ, બિચારી આંસુ ઢાળે.
વીધવા સ્ત્રિ છે અળખામણી, બાળલગ્ન પ્રતાપથી;
કહે મુળશંકર શો દોષ દઉં, ગયું એવાતણુ આપથી. ૪
પરણી નાની બાળ, તરત બીચારી રાંડી;
દવમાં નાંખ્યો દેહ, રતી બહુ ભુંડી માંડી.
રિપૂ માતને તાત, દુઃખ દાવાનળ દીધું;
સાસરિયાં સુપાત્ર, આપનું લેંણું લીધું.
સંભાળ કોઈ લેતું નથી, બાળોતિયાંનિ છે બળી;
કહે મુળશંકર આણો દયા, બુદ્ધિ રતી તેની બળી. ૫

### ચંદ્રાવળા છંદ.

બ્રાહ્મણના લક્ષણના લ્હાળા, હુ શું કહુ આ વાર;
શીખા નષ્ટ ન થાવ રૂપાળા, નહી વાળનો ભાર.

નહી વાળનો ભાર વિચારો, સંધ્યા શ્રાધ ન થાયે યારો;
શીખા નષ્ટ ન થાવ કૃપાળો, બ્રાહ્મણના લક્ષણના લહાળા. ૧
નાહ્યા વણ જંમ્બા ઝટ દોડે, આણી ઉર ઉમંગ;
કાપિલ સ્નાન કરે નવ કોડે, હરખ ધરીને અંગ.
હરખ ધરીને અંગે ચાલે, હાથ પગો ધોવા ના ભાળે;
કાપિલ સ્નાન કરે નવ કોડે, નાહ્યા વણ જંમ્બા ઝટ દોડે. ૨
ઉન રેશમ વણ કપડાં રાખી, ભાવે જમતા ભાત;
ડગલીયોમાં અસતર નાંખી, બેસે જુવતી જાત.
બેસે જુવતિ જાત સધારી, જમે જુઓ શો ધર્મ વિચારી;
ડગલીયોમાં અસતર નાંખી, ઉન રેશમ વણ કપડાં રાખી. ૩
રજસ્વળા સ્ત્રી ભેગી બેઠી, સ્ત્રી પંગત મોઝાર;
ધર્મભ્રષ્ટ થઈ પાપ કરેછે, ન કરો તેહ વિચાર.
ન કરો તેહ વિચારજ ખાતાં, ધર્મભ્રષ્ટ થઈ જંમ્બા જાતાં
એવી રીસ નઠારી પેઠી, રજસ્વળા સ્ત્રી ભેગી બેઠી. ૪
અભક્ષ ભક્ષણ જેવું ભાસે, બીછો નહિ કો પાપ;
સમગ્ર જંમ્બા સાથે બેસે, અનાચારમાં આપ.
અનાચારમાં આપ બિરાજે, ધર્મ રહિત મોદિક પર ગાજે;
દુષ્ટ રિવાજ લહો ન તપાસે, અભક્ષ ભક્ષણ જેવું ભાસે.

### મનહર છંદ.

વીચરી વનિતા વાટે, હિરાગળ અંગે ઓઢી,
લાડવા લલિત લેઈ, વેગે ચાલે વેંચવા;
સુભુક્ષિત એ મોદિક, મૃગમિટે આરોગતા,

સત્વર થઇને સઘ,° સિદ્ધ થાય ભેટવા
ધાય દ્વિજ ધર્મ લોપી, ધૂર્ત ઢોંગી ધૂર્તિ હિન,
બહિને વધીરે લેતા, દાતાપણું દેખવા:
અન્ય વર્ણોનાં એઠેલાં, પંથે ચિંથરાં પરેલાં,
ફરી સ્પર્શ કામનિ તે, પ્યારા લડુ પેખવા. ૧
ભામનીયો ભાન ભુલી, વાતોના વિચાર માંહિ,
અડે અન્ય જાતિયોને, મુંડ ધારી ટોપલા;
ખાતાં ખાતાં એઠા હાથે, બીડે બાહ્ય બુંદિ બાથે,
પિરસનારા તણિ સાથે, લઢે રહિ મોકળા.
શાકપાક દાળ શાળ, બાચરા ભરીને રાખે,
ટોળીયો તમામ વાળી, બેસિ જમે શોખિલા;
ચાહી ચાલો ચલાવતા, ચિત ચતુરાઇ તજી,
અન્ય અનાચાર ઘણા, પાપ તણા પોટલા. ૨
પ્રાપ્ત થાય છે પવિત્ર, મતિમંદ વિપ્રતણી,
અનાચારી નેષ્ટ મિટ જાણે નહિ બ્રહ્મને;
બુટ કોટ પાટલુન, ગળે ગળપટો ગુણી,
ટોપિયો પેરીને તેહ તજે નિજ ધર્મને.
કુસંગિ સંગાથે ફરે, ધર્મ મિટ નહિ ધરે,
ફંદી થઇ ફંદ રચે, શિખે કુડાં કર્મ તે;
લાકડી લેઇ સધારે, ફરે ફાંકડા બજારે,
વાંકડા હિંડે વધારે, લહો લેશ મર્મને. ૩
સાગર સમાન પૂર, નિતિ તણું નહિ નૂર,

કરો દુરાચાર દૂર, સુરપણું સાચવી;
પ્રત્યક્ષ ભૂદેવો હેત, ચૈતન્ય સ્વરૂપ એવ,
ધર્મે આણો અહમેવ દયા દિલે દાખવી.
સજ્જો સદૈવ સારાં, આચર્ણો આણિ શ્રેષ્ટ.
કદિ નહિં થાઓ ભ્રષ્ટ, રવિપદ જાળવી;
સંચિત સ્વધર્મતણું, સાનકના વંશ પણું,
જાય છે જરૂર માટે, દુષ્ટ મતિ ટાળવી. ૪

પ્લવંગમ છંદ.

ગાજે ગ્નાતી માંય, મણિધર મ્હાલતા,
વિપ્રો વૃંદ જણાંય, ગુણીજન ગાજતા;
ધન ગરજે ઘમઘોર, રસીક બિરાજતા,
જબ્બર જેનું જોર, અતી બળ દાખતા. ૧
બળિયા સીંહ સમાન ઉછળતા ન્યાતમાં,
યોદ્ધા સમ બળવાન, રહે નહિ બાથમાં;
લેતા લંગુર વેશ, કુદી ચીસ પાડતા,
પીતા ભાંગ વિશેષ, અશોક ઉઝાડતા.
મારે બહુ લપડાક, નફ્ફટ નહિ લાજતા,
જબરી જેની હાક, કુચાલે છાજતા;
મે'ણામાં બહુ મસ્ત, ઘણા જર વાપરે,
ઉગતાં પામે અસ્ત, બુરાં કૃત આચરે. ૨
નહી ખજાને ખોટ, પરાક્રમ પેખતાં,
ભિખેછે જન લોટ, બળે સહુ દેખતાં;

ઇચ્છે અંતર એહું, મુરખતા ટાળવા,
મિથ્યા છે દુઃખ તેહ, સરસ સુખ ભાળવા.

## રાગ પ્રભાતી.

### પદ. ૧

ઘંટીના ઘોરના શબ્દ કાને શુણી,
પાછલી રાત્રીએ જાય જંબા.
ભ્રાત નિંદ્રા તજી જાય ઉતાવળા,
દંત ધાવણુતણા જ્યાં અચંબા. ઘંટીના૦ ૧
જ્ઞાનને ધ્યાન શેવા પુજા સૌ તજી,
સ્નાનને પરહરી ધર્મ બોળે;
લગ્ન ચર ભક્ષને શુભ ગોરવ વિષે,
ખાય પ્રભાત માહિ અતોલે. ઘંટીના૦ ૨
એટલે પોટલા પેર આવી સુતા
લોકના થોક તે ખુબ ઉંઘે;
મધ્ય નિશા વીતે થાય છે કાર્ય તે,
ઢોર ખાવું તજે કંઇ ન સુંઘે. ઘંટીના૦ ૩
કઇંક ને વીંછી ચટકાવતા પાસમાં,
આવીને વેદના ખુબ વાપે.
કોણ ઉતારનાર મળે તે સમે,
દુઃખ વેઠી જમી જાય આપે. ઘંટીના૦ ૪

### પદ. ૨

એક નારી તજી અન્ય ઓળીવરે, જૂવતિયો તણા જુથ બાંધે;
કંથ કોડામણો કાનજી તુલ્ય થઇ, રાંધણા લોકનાં આપ રાંધે. એક૦ ૧
વાંઢ વણુ વિનતાને તજી કંથડે, મૂકિ માજનમાં બીખી ખાવા;

માર મારીશ હું પાછી આવીશ તો ત્યાગ તારો કીધો સુખી થાવા. એક૦ ૨
તેમ બે ચારનો ત્યાગ સાથે કીધો, નારિની ખોટ નહી ન્યાત માંહી;
પાર નહિ પ્યારીનો નાતમાં ખોળતાં, જોર આવે નહી ભ્રાત કયાંઇ. એક૦ ૩
પાંચસેં સાતસેં રોકડા લાવશું, અન્ન ખવડાવવું છે ન ભાઇ;
ભાગ્યનો પાર નહિ જ્ઞાતિ ઉદિચમાં, અન્ય જ્ઞાતિ વિષે તો નવાઇ. એક૦ ૪
છેક શીરોમણી કૂળ છે આપણું, ગ્રહસ્થનું છોકરૂં કામ ભારે;
અન્ય ને કયાં મળે આટલી નારિયો, આપની શ્રેષ્ટતા છે વધારે. એક૦ ૫

## ઝુલણા છંદ.

અન્ન ઉચિષ્ટ ખઇ બુદ્ધિનો ભ્રષ્ટ થઇ, દુષ્ટ આ કષ્ટનો અંત ના'વે;
નિત્ય આ રિતનો ભુંડિછે ભ્રાતની, જ્ઞાતિમાં અન્ન ઉચિષ્ટ ખાવે.
ટેવ ભુંડી પડી ભ્રાત આ ન્યાતિમાં, શુદ્ધ સારૂ નહી પીરશાવે;
ભ્રષ્ટ દાનતથી ઓછુ રંધાવિને, છાંડયું ખવરાવવું ચિત્તલાવે;
ફૂટ ભુંડિ ભિખતું વીખ થઇ અવતરી, દ્વિજ ઉદીચને આવી વળગી;
માન મુકાવિને ધ્યાન ચુકાવિને, ધર્મને કર્મનિ વાત અળગી.
ધીકતું ધીકતું ધીક છે ભીખતું, વીખની ઉપમા તુલ્ય કા'વે;
દૈવ યોગે કરી પ્રાપ્ત તું તો થઇ, તુચ્છ નિર્વાહ વિપ્રો ચલાવે,
કેફ નિશાતણી તો દીશા પરહરો, માન અપમાનને આપ પ્રીછો:
જ્ઞાતિ ઉદીચને દ્વિજજાતી રૂડા, બ્રામણો નીજતણો ધર્મ ઇચ્છો,
લાજ મરજાદ નહિ આજ એવા તણી, કેફિ કામી થવાને ન ચાહો;
ધર્મ આચર્ણનો દ્વિજ વર્ણોતણા, શોધિ રૂડા તમે ભ્રાત થાઓ.
કેફિ વસ્તુ તણો ત્યાગતો ઝટ કરો, થાયછે તે થકિ સૂખ સાતા;
કયાંધિ આવ્યા અને કયાં તમે અવતર્યા, ઊંચ દેહી તજી નીચ થાતા.

થાય અપમાનને ભાન નહીં દેહતણું, આબરૂ જાયછે એક પળમાં;
રંગમાં ભંગછે કેટલાના અંગમાં, સંગ ને ટાળજો દ્વિજકુળમાં.
નોકરી પેટ અર્થે સિપાઈઓતણી, દ્વિજાને વસ્ત્ર કાળાંજ પેરાં;
ધર્મ ખોળે નહીં ભ્રષ્ટ થાયે સદા, ને શોભા કાપિ રાખેજ ચેરા.
જેહ મડદાંતણાં અંગ ચીરે સદા, તેહછે ભ્રષ્ટ આચાર કેરા;
જાય સંડાસમાં નીર નહિ પાસમાં, નર્કના સ્થાનકે ખાય ફેરા.
મદ્યના મંદિરો દુષ્ટ આચારમાં, એક છે કાર્ય બહુ દુષ્ટ જેવું;
જેલને દૈન્ય દેતાં ગસીદો તજી, ધર્મ નિષ્ઠા ધરી કાર્ય લેવું.
એટલી આબતો માંહ વીકારછે, દ્વિજને ધર્મનું કષ્ટ એવું;
કામદારો રૂડા રોજગારો કરો, નિતિ પાળી સદાચારી રેવું.

### હરિગીત છંદ.

ગતિ ભંગછે વરનું વદન, બીહામણું બૂઢા તણું;
લાળ ચુચે નાશા ઝરે, ખુંખું કરે વળતો ઘણું.
કટિ બંધ થઇ ચડી જોહિકા, વળિ વાળ બહુ પળિયાંતણા;
પોતે પરણવા સંચરે, વરગાંજ ન મળે કંઇ મણા. ૧
કોમળ વદન શોભે સદન, જાણે કનક વેલી શશી;
કર્મે મળ્યો કદ્રુપ વર, રતિ ભાગ્યની આવી ધશી.
અળગાં કિધાં એવાતણા, ન્યારી ગતી છે દૈવની;
પામ્યો મરણ બૂઢો તરત, સણગાર ટાળો સજ્જની. ૨
ખાવા પિવા પરવારિયું, જઈ સાથરો નહિ પાથરો;
દાગીણાં દળો કાંનો બિઓ, જારી જરૂર કંઈ આચરો.
કુળવંતની શોભા સરસ, પળ એકમાં પ્રલે થશે;
મુંઝામણે પછિ માનુની, અકળાઇને નિસરી જશે. ૩

## ત્રોટક છંદ.

સુતકીતણું અન્ન વિશિષ્ટ ઘણું, દ્વિજ ખાવ નહી અન્ન તેહતણું
દ્વિજ દ્વાદશમાંહિ પવીત્ર નહીં, અન્ય શોળ દિને શુદ્ધ થાય સહી.
ઝટ દોડિ જમે પછી ત્યાં જઇને, નિજ ધર્મ તજે અનને ખઇને
વટલાય નહી પણ ભ્રષ્ટ બને, સ શાસ્ત્ર તણી શ્રુતિ છેજ મને.
દિલમાં નહિ હોય ગણે દ્વિજતા, સુતકી અન્ન સ્વાદ થકી રિઝતો;
જપ જાપ જગે નહિ મંત્ર ફળે, મન વંછિત તો ફળ તે ન મળે.
અવિકાર જમો અન્ન વીપ્ર તમે, ઝટ થાવ પવિત્ર સુઅન્ન જમે,
શુદ્રના સુતકી શુન સાચું તમે, નિજ અંગ નિતી નિમ સર્વ સજો.
સદગુણતણા ધરનાર દ્વિજો, સુતકી અન્ન દેખિ અપાર ખીજે;
રહિ લાલચ દ્રવ્યતણી ઉરમાં, શુભ ધર્મ તણાઇ ગયો પુરમાં.
કરૂણા કરિ તેહ તજો દ્વિજો, ઝટ ત્યાગ કરો દુરગુણ નિચો;
ધર્મવંત મટી નહિ ભ્રષ્ટ થવું, સુતકી અન્ન તો નહિરે જમવું.
રિઝશે પરિબ્રહ્મ સદા શિવજી, સુતકી અન્ન ખાવું નહીજ રિઝી;
સુતકી અન્નથી નિજ જીભ બળે, પડશે નરકે નહિ મંત્ર ફળે.
સદ બ્રાહ્મણ તેહ તજો રિતને, સુતકી અન્ન ભુક્ત કર્યા નિગને;
ઉપનીશદ શાસ્ત્ર વદે વચનો, સુતકી અન્ન નીર સદા તજનો.
મુળશંકર કહે નહિરે વટલો, સુતકીઅન્ન ભ્રષ્ટ સદા નભળો.

## ઈંદ્રવિજય છંદ.

ભૂતળ ભારતણા હરનાર રૂપીજન સંતતિ આપ સુધારો;
જ્ઞાન નિદાન બને વિદ્વાન મહા ગુણવંત થશેજ વિચારો.
બાળતણા પ્રતિપાળણ થઇ સદગુણ નિતી સુખ આપી ઉગારો;

બુદ્ધિહિણા નર બહુ નિપજે, શુભ આચર્ણ શીખવતા નહિ યારો.
લાયક લક્ષણવંત થવા હિત ચીત વિષેજ વિચાર ન આણે;
મુર્ખપણે લવરી કરતા સહુ આગળ આપનું કૂળ વખાણે.
કુળતણું મુળ શોધિ જુઓ વિદ્વાન નિતીમય શાસ્ત્ર પ્રમાણે;
ધર્મ યથારથ જે પળતા નર તે કુળવંત સુરત્ન સમાને.
એ કુળમાં દઇયે દિકરી સદ્ગ્રંથ વિષે રૂષિ સર્વ લખેછે;
શ્રુતિ સ્મૃતિ ઉપનીશદમાં વળિ શાસ્ત્ર પુરાણ વિષેજ વદેછે.
આજ ધનાઢયતણા સુતને દિકરી પરણે ધુળ કૂળ જુએ છે;
સ્વારથ આપતણો લહિને ઝટ નીચતણે ચરણેજ નમેછે.
કુળતણું મુળસ્થાન નિવાસ લહો નહિ પંડિતાઇ પ્રમાણે;
જે સદ્ગુણિ સુપાત્ર વિવેકિજ રત્ન સમોવડ લોક પિછાને.
કેફી દરીદ્રિ જે નર નીંદિત દાખવશો નહિ દ્રષ્ટિ સમાને;
લાયક લક્ષણવંત વિવેક વિના વર સ્વપ્ન વિષે નવ આણે;
ભંગિ અફીણિ અને ક્રુર છેકજ જે વ્યસની નર દુષ્ટ કહાવે;
તે નરને પરણી દિકરી દુઃખદાયક થઇ સુખ ક્યાંથિ લહાવે.
જે અભિમાન ધરી ઉરમાં નિજ સ્વારથથી દિકરી પરણાવે;
પાર વિના બહુ પાપ કરે નર જન્મ કૃતારથ ફોક ગુમાવે.

## ભુજંગી છંદ.

ફરે ભંગિ સો ભાંગ પીવા બિરાજે, સદા શીવને આળ દેવાજ કાજે;
કુચાલો વધારો રૂપી ભાંગ લીધી. રિવાજો નઠારા લહે ટોળી બાંધી, ૧
ખુણા ખોળિને ભાંગ્ય પીવા પધારે, પછી આપની લાજ ખોવી વિચારે;
લસોટે ઝિણી ભાંગ ને આપ રાંધી, રિવાજો નઠારા લહે ટોળિ બાંધી. ૨

ઝિણે લૂગડે ભાંગ ઓગાળવાની, મહાદેવનું નામ લેઇ પિવાની;
મરીને મશાલો મળે હાટ ગાંધી, રિવાજો નઠારા લહે ટોળી બાંધી. ૩
પિયે ભાંગને ભાનને દે ઉડાવી, પડે ઓટલાં શોધિને આપ આવી;
ઉનાળા વિષે ભાંગની છે ઉપાધી, રિવાજો નઠારા લહે ટોળિ બાંધી. ૪
ચઢે ભાંગને બોલ બોલે નઠારા, વિવેકી રિવાજો જુઓ બાત ખ્યારા;
સગાં માંહ્ય બેસે જઇને સરાધી, રિવાજો નઠારા લહે ટોળિ બાંધી. ૫
ઉદીચ્યોતણા ચાલ જોજો રૂપાળા, કુચાલો તજીને સજો પાઠશાળા;
પુરો પાકશાળાતણો છેક વ્યાધી, રિવાજો નઠારા લહે ટોળિ બાંધી. ૬
કુચ્યાલોતણા ચાલ ટાળો વિરાઓ, સુધારા રચી દેવની તુલ્ય થાઓ;
કરે વીનતી મૂળજી સ્નેહ સાધી, રિવાજો નઠારા લહે ટોળિ બાંધી. ૭

## શિખરણી છંદ.

ફરે ગાંજો પીવા, ચકચુર થઇને નિસરશે;
ધુએ ધીરે સારો, નિરમળ કળીમાં વિચરશે.
નિચોવીને નાંખે, કફથિર રૂદેમાં ઉકળશે;
ધિકે ધુમ્રાગ્નીમાં, વપુબળ વડે તે સળગશે. ધિક૦ ૧
તમાકુમાં ભેળી, પ્રિય ચલમમાં તેહ ભરશે;
ધમાણુ તે ધાઇ, ભભક ભડકો બાત લહશે.
ઠળે ખાવા પીવા, દળદર વધે તે પ્રજળશે; ધિક૦ ૨
વળી વૃદ્ધી પામે, પ્રબળ બળ તેનું બળિ જશે.
પછી શું ભેદાશે, દહન કરવાથી સુખિ થશે;
કુડી દ્રષ્ટી વાળા, શુભ મતિ થવાથી વિસરશે. ધિક૦ ૩
જશે ખુટી લક્ષ્મી, ભવજળ સમીપે નવ રહે;

ઉદીચો કુચાલો, સજ થઇ ચિતે ભ્રાત ન લહે.
તરૂ સુધારાનાં, સકુમળ રૂડા જે નિવડશે; ધિક્કં૦ ૪

શાર્દૂલ વિક્રીડિત છંદ.

તંબાકૂ મન મોચની મદ ઝરે. તું વિશ્વની મોહિની;
પ્રેરી વીપ્ર કુળે નિવાસ વસતી, દેવાંશિને દોહિલી.
ભ્રષ્ટાચાર પ્રવાહ પૂર્ણ વિજય, આશા પુરે ઉર્વશી;
જ્ઞાની ધ્યાન તજી તુને સમરતા, ધારી દ્વિજોમાં ધસી. ૧
પાને પાત્ર પવીત્ર પત્ર તરનાં, લે કોઇ કંકાવટી;
સ્થાને સ્થાન નિવાસ તુજ વિચરે, ધમ્રાંગ ધુપાવતી.
નાશાગ્રે તપખીર ધીર ધરતા, ગંધોત્તમે ગર્વિતા;
ભુક્તા ભોગ સમાન સઘ સુખમાં, ખાતાં નહીં વર્જિતા. ૨
દાંતે દોષ રહીત નેટ ઘસતા, ચાહે બિડીમાં પિવા;
ભ્રષ્ટાચાર પ્રત્યક્ષ તે ન ટળતો, યોગીશ્વરોની જીવા.
દેખી દ્રષ્ટ ચુગે સદૈવ દ્વિજ તો, મનતા તમાકૂ તમો;
નીંધા આજ ઉચારિ હેત ધરિને, ગારીજ માગી અમો ૩
ધાતા છેક મુનીશ્વરો ધસમશા, બેઠે તુને ભ્રાત દે;
ચાખે સ્વાદ ચુગેજ હંસ સમજે, આપે વિમોહીત્ત હે.
શીખે ભ્રાત સહીત ભેટ મળવા, બોળે ચુગે આંગળી;
પામે થાય વિરામ કાંક વળતો, પોસાય તે પાંગળી. ૪

દોહરા.

એળે જનમ અફિણિ તણો, વ્યર્થ દેહ સંસાર;
વટાળ ન ગણે વણસતાં, ધીક ધીક અવતાર. ૧

મદિરાને માઝમ ચડસ, આકૂતિને અન્ય;
દુષ્ટ અનાચારી દિસે, પ્રબળ કાસુ પર જન્ય. ૨

લલિતછંદ.

કરજ કાઢિને, શીદ આપશો, ગરિબ થઇ જવા, ન ગણી મરો;
સ્થિતિ સુધારને, બાળકોતણી, જરૂર છે હવે,ભ્રાત તે તણી. ૧
નથી વિચારતા, જ્ઞાન શાન્તિને, બાળ મારે ધણા, તે ફુલાવિને;
નિતિ વધારવા, રીત લો ભણી, જરૂર છે હવે, ભ્રાત તે તણી. ૨
પિતુ રળેલ જે, સર્વ અર્પિયું, જરા રહ્યું નહીં, ફુલ આચર્યું;
સબળ રૂપનો, સાંપડે ઘણી, જરૂર છે હવે, ભ્રાત તે તણી. ૩
બહુ પિડાય છે, બાળ લગ્નથી, નફ્ફટ નાત જે, મોહ દોષથી,
વિકળ થાય છે. પુત્રિ દુઃખ ઘણું, જરૂર છે હવે, ભ્રાત તે તણી. ૪
રઝળતી મુકે, કથ કામની, ફરિ ન સંઘરે, એહ ભામની;
દુર નિવારમા, દુઃખનો ધણી, જરૂર છે હવે, ભ્રાત તે તણી. ૫
ગતિ ગમાવિને, ગોખતા નથી ભયનડે યશે, સુખિ સર્વથી;
વગર કારણે, છે વર્યા ઘણી, જરૂર છે હવે, ભ્રાત તે તણી. ૬
પુનરલગ્નનો, ચાલ છે નહીં બહુ પિડાય છે, વીધવા સહી;
તદપિ લગ્નની, રીત્ય ધો ભણી, જરૂર છે હવે, ભ્રાત તે તણી. ૭
અચળ આપનું, જ્ઞાન ક્યાં ગયું, તિમિર જોરથી, સૌ વૃથા થયું;
દુર્દશા થઇ, ભ્રાત આપણી, જરૂર છે હવે, ભ્રાત તે તણી. ૮
રૂદન થાય છે, પૂજ્ય જ્ઞાતિમાં, કલહ બહુ કરે, દ્વિજ જાતિમાં;
કહ્યું ન માનતી, જાય તે ભણી, જરૂર છે હવે, ભ્રાત તે તણી. ૯
અભણ નારિયો, ના વિચારતી, ક્ષઈ થયા પછી, કષ્ટ પામતી;

શિખ નહી લહે, દુષ્ટ પાપણી, જરૂર છે હવે, બાત તે તણી. ૧૦
નગરમાં સ્ત્રિયો, દોડતી બહુ, રજ ન ઝંપતી, આથડે સહુ;
ખપ કરી અને, ખોળતી ધણી, જરૂર છે હવે, બાત તે તણી. ૧૧
લલિત લક્ષણો, સુંદરી શિખે, સદ વિચાર લ્યો, જ્ઞાતિના વિષે;
શરમ રાખવા, શિખ લ્યો સુણી, જરૂર છે હવે, બાત તે તણી. ૧૨

### છપયછંદ.

નગ્ન થઈને નહાય, અન્ન ઉચ્છિષ્ટ જમે છે;
જૂઠાં ગીતો ગાય, કૂટવા કાજ ભમેછે.
વાળે નહિ સંતોષ, અનીતિ ખૂબ ધરેછે;
લોભી દ્વિજને નાર, ઘણો કકળાટ કરેછે,
તે ઘણા તિરસ્કારો કરે, ભોળિ દ્વિજ ઘર ભામની; ૧
કહે મુળશંકર એ બહુલહે, ભુંડી કુળ લજામણી.
લોટી જળથી નાય, અંગ પલળે નહિ પુરૂં;
સંધ્યાદિક ષટ્કર્મ, ધર્મ આચરણ અધુરૂં.
ન ભણે પોતે પૂર્ણ, ધ્યાન દઈ ધંધે ધાતા;
ઘણા થઇ ગર્વિષ્ટ, ઉચ્છિષ્ટજ ખોળી ખાતા,
ન કરે સુધારા ન્યાતિમાં અનાચાર જોતાં સદા; ૨
કહે મુળશંકર કાયર મતિ, ભ્રષ્ટાચાર હણો તદા.
ભરી ટોપલી માંહ સગામાં લાડુ વેંચે,
અધીક લેવા કાજ, ઘણું વેવઈયો ખેંચે.
ચાય શુદ્રનો સ્પર્શ, નહિ તેથી વટલાયે;
ભ્રષ્ટ થવાનો ચાલ, કુચાલો માંહે ગણાયે.

કરૂણા કરિને તતક્ષણ તજો, દુષ્ટાચાર પ્રત્યક્ષજે,
કહે મુળશંકર એતો પ્રથમ, કૃતી અધર્મ સમક્ષછે. ૩
તાઢું શીળું ખાય, નહી શિરાળી ભાળુ;
તાઢા મોદિક ખાય, ન્યાતને આપે વાળું.
રાખે મન ઉદાર, નહી તેને દે મે'ણું;
ભેગા ભેગું થાય, વળે ન્યાતીનું લેણું.
ભોળા થઈને જમતા સરવ, ધીરજ અંગ ધરાવતા;
કહે મુળશંકર તાઢું જમે, અનાચાર નહિ માનતા. ૪
સાસૂ વહુને વેર, વેર શોકયોને ઝાઝાં;
નણદી ભોજઈ સાથ, લઢે ને લોપે માઝા.
કજિયાને કંકાસ, જરૂર જેઠાણી જેને;
નહિ દીલે ઉદાર, વદે દેરાણી તેને.
પ્રત્યક્ષ કુચાલો પ્રસરતા, ઘણા ઉદીચની ન્યાતમાં;
કહે મુળશંકર ઝેરી સ્ત્રિયો, લાજે ન ભુંડી વાતમાં. ૫
શિઘ્રબોધ કરનાર, ચલમ ને કયાંથી ખોળે;
દીવાશળિ નિજ પાસ, નીરમાં સારી બોળે.
ધુંમાડાના ગોટ, કાઢતા રાજી થઈને;
બીડી પિએ બહુ લાલ, બજારે ઉભા રહીને.
દુરાચારી દુષ્ટ બ્રાહ્મણો, નહિ આ લક્ષણ આપનું;
કહે મુળશંકર પ્રિતે તજો, બોળોછો કુળ બાપનું. ૬
વટલેલાના સંગ, કરી પાછાં આણે છે;
કહે કરો સાબેત, કોણ એનું જાણેછે.

થયું જગત પ્રખ્યાત, વાત ફિકાડી દેતા;
તર્ત ન્યાતની માંહ્ય, જમાડી સૂખે રે'તા.
સુવીચાર પ્રથમ કરતા નથી, જાણી બુજી બોળાવછો;
કહે મુળશંકર ચેતો પ્રથમ, અધર્મ મતિપર લાવછો. ૭
શુદ્ધ નહી ઇન્સાફ, આપ અન્યાઇ ઝાઝા;
પક્ષપાત બહુપેર, ધરો નહી કોની માઝા,
લાલચમાં બહુ લીન, છિનાવી પૈસા લેવા;
બહુ કજિયા રોળાય, ફજેતા જોવા જેવા.
છે મતિ દ્રવ્ય હરવા તણી, ખોળે ગુના ખાંતે કરી;
કહે મુળશંકર બહુ લાલચુ, શોધે પંક્તિમાં ફરી. ૮
ગરીબને બહુવાર, રખડતો રહેવા દેતા;
નહિ શુણે કો વાત, ધ્યાન માંહી નવ લેતા.
શિક્ષા પામી તેહ, બિચારાં માઝા માને;
નહી પક્ષ કરનાર, દંડ ઓછો દેવાને.
અદલ ન્યાય વરતાય નહી, જોતાં જરૂર આ ન્યાતમાં;
કહે મુળશંકર બહુ આથડે, જરવણુ જથો નહી હાથમાં. ૯
દિકરી સાટે દામ, લિજે તે તો છે ફાંસૂ;
દિકરી સાટે દામ, લઇ નીંગાળે આંસૂ.
દિકરી સાટે દામ, કામ હીણું શું એથી;
દિકરી સાટે દામ, કામ ખોટું શું તેથી,
કંન્યા વિક્રય ચિત્ત ના ચહો, પ્રૌઢ પાપ પેઢીતણું;
કહે મુળશંકર ત્યાગ ક્રિછો, પેરામણી પામ્યા ઘણું. ૧૦
વિટાળને વિખવાદ, સહુને જોવા સરખો;

ચુનો દહિને દૂધ, બજાર ખાતાં પરખો.
દુર્ગુણનો નહિ પાર, કરૂ વર્ણન શું ઝાઝું;
ભાળું દુષ્ટ રીવાજ, કુચાલો જોતાં લાજું.
જે ઘડા કુંડિઓ ટોપલા, વાંસે ગુથેલા ચાયણા;
કહે મુળશંકર ધાતુ વગર, અનાચાર વાપે ઘણા. ૧૧
નહી પગરખાં પાય, નહી અંગરખાં અંગે;
નહી ધોતિ હિરકોર, નહિ પેહેરે ઉમંગે.
નહી પાઘડી બેશ, કસુંબા માંહિ બોળી;
નહી દૂપટો પાસ, ખભાપર ભરવી ઝોળી.
ભિક્ષુક ભ્રષ્ટ દાનત કૃપણ, અલંકાર કયાંથી ધરે;
કહે મુળશંકર કદ્રુપ નર અભિમાન બહુ અંતરે. ૧૨
માગણ મેલે વસ્ત્ર, કામ કાશદનાં કરતા;
જાચક થઈ જન એક, રાંધણાં ખોળી ફરતા.
સ્કંધે ઉચકે ભાર, ટેલિયા ટેલજ નાંખે;
કરે એકઠાં દાન, દક્ષિણા લેવા પાખે.
ખરચેજ જર ક્ષણ વારમાં, આપે કરેલું એકઠું;
કહે મુળશંકર સારૂં જમણુ, ભુદેવને *મેણું ભઠું. ૧૩
ગગને ગરજે ઘન, સીંહની પેરે ગાજે;
શિવ સરખા દાતાર, રિઝ કીધી મહારાજે.

---

* એક ગરીબ બ્રાહ્મણને એક સદગ્રહસ્થે બાપની નાત જમાડવાનું મેણું દીધું. તેથી પેલા બિચારાએ ઘર વેચી નાત જમાડી તેથી નાતિલા ઘણા ખુશી થયા હશે.

ખર્ચે નાવે ખોટ, નવેનિધનો નહિ ટોટો;
ધણો ગર્થ ભંડાર, ફરી ખજવીશું સોટો.
એવી હિંમત અંતર ધરી, ઝંપલાય વન્હી વિષે;
કહે મુળશંકર જ્યાં સત શું ચડયું, અહંકાર મય તે દિસે. ૧૪
વદતા વિનય વચન, ગરીબી આપે આણી;
મન મોટો ઉત્સાહ, પાય સાકરનાં પાણી.
યશ આપે એ વાર, જમે જ્યાં મોદક સારા;
વરતાવે છે ફેર, વેર વાળે જમનારા.
વાણી મધુરી મૂખ ઓચરે, ધન્ય ધન્ય મૂખથી કહે;
કહે મુળશંકર તે ઘરધણી, અંધાપો એથી લહે.

## નાગસ્વરૂપિણી છંદ.

છિનાળવાથિ રો'પરા, ઉદીચ્ય ભ્રાત છો ખરા;
વિચાર શુદ્ધ આણજો, કુચાલ દુષ્ટ જાણજો.
વિરા વિચારિને તમો, સુચાલ ખોળતા ભમો;
લગાર સ્પર્શ ના કરો, વિચાર દૂર એ ધરો. ૧૨
કુચાલ છેક એ સમો, તજો બુરાં જ પ્રાક્રમો;
સુસંગતી વધારવા, કુચાલ માત્ર ટાળવા.
ભણો ભણાવિ બાળકો, તજો કુચાલ થાનકો;
ઉદીચ્ય શીખ માનજો, સુબોધ ગ્નાન આણજો. ૧

## રૂચિરા છંદ.

વિદ્યા આપો, કષ્ટો કાપો, સાર્થક તો સારાં કરજો
ગ્નાની ધ્યાની, શાણી વાણી, વિદ્યા નીતિ ઉર ધરજો.

બાળો* પાળો, રૂઢી ટાળો, જોતાં સારી વાત થશે;
આવો ભાવો, પ્યારા મારા, સુધારાના બી ઉગશે.
ધારી ધારી પાકા ફળને, ખોળી ખાવા મન ધરશો;
આજે કાજે, લાજે દાઝે, પ્રીય ઉદીચ્યો દુઃખ હરશો.
જ્ઞાતી જાતી ને સુધારો, વાતો ચાતો તે પ્રીછે;
મુળશંકર કે' પાપો કાપો, માફી લેવા મન ઇચ્છે.

મનુ ભગવાન પોતાની સ્મૃતિમાં કહેછે.

### मनु. श्लोक.

आचारःपरमोधर्मःश्रुत्युक्तःस्मार्तएवच ॥
तस्मादस्मिन्सदायुक्तोनित्यंस्यादात्मवान्द्विजः ॥१०८अ०१
श्रुतिस्मृत्युदितंसम्यक्निबद्धंस्वेषुकर्मसु ॥
धर्ममूलंनिषेवेतसदाचारमतन्द्रितः १५५॥
आचाराल्लभतेह्यायुराचारादीप्सिताःप्रजाः ॥
आचाराद्धनमक्षय्यमाचारोहंत्यलक्षणं ॥१५६॥ अ०४
दुराचारोहिपुरुषोलोकेभवतिनिंदितः ॥
दुःखभागीचसततंव्याधितोऽल्पायुरेवच ॥१५७॥

### ભાવાર્થ.

વેદમાં તથા સ્મૃતિમાં આચાર એજ પરમધર્મ કહેલોછે, માટે જે બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈસ્ય. પોતાના આત્માના હિતની ઇચ્છા રાખતા હોય તેમણે આ શાસ્ત્રનું સદાકાળ ચિંતન કરવું (૧૦૮)

---

* બાળક.

વેદ તથા સ્મૃતિમાં શિષ્ટાચાર ઉત્તમ પ્રકારે કહેલોછે. તે ધર્મનું મૂળછે. માટે આળસ છોડી દેઇ તેનું નિત્ય શેવન કરવું ( ૧૫૫ ) સારા આચારથી આયુશ વધેછે. સારા આચારથી મન માનતી પ્રજા થાયછે, સદાચારથી અક્ષય ધન મળેછે, અને અશુભ ફળ ઉપજાવનારાં દેહમા રહેલાં અપલક્ષણ જતાં રહેછે. ( ૧૫૬ ) દુરાચારી પુરૂષની લોકમાં નિંદા થાયછે, અને સર્વકાળ દુઃખી રહેછે. વ્યાધીમાં પડયો રહી રીબાયછે. અને આયુષ્ય પણ ટુંકુ થાયછે. ( ૧૫૭ )

પારાશર સ્મૃતિમાં કહ્યુંછે કે.

**શ્લોક.**

“ संध्यास्नानंजपोहोमःस्वाध्यायोदेवतार्चनम् ॥
वैश्वदेवाऽतिथेयश्चषट्कर्माणिदिनेदिने ॥ ”

**ભાવાર્થ.**

સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય. દેવતાની પૂજા, વૈશ્વદેવ અને અતિથિનો સત્કાર એ છ કર્મો દ્વિજોએ પ્રતિ દિવસ કરવાં.

**याज्ञवल्क्यस्मृति अ० १ लो.**

**શ્લોક.**

मातुर्यदग्रेजायंतेद्वितीयंमौंजिबंधनात् ।
ब्राह्मणक्षत्रियविशस्तस्मादेतेद्विजाःस्मृताः ॥३९॥

**ભાવાર્થ**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજ કહેવાયછે, કારણ કે તેમનો પ્રથમ જન્મ માતાથી અને બીજો જન્મ જનોઇ દેવાથી થા-

યછે. ( ૩૯ ) તેમાં બ્રાહ્મણને વેદ ભણવા ભણાવવાનો, યજ્ઞ કરવા કરાવવાનો અને દાન આપવા લેવાનો અધિકારછે; અને ક્ષત્રિય તથા વૈશ્યને માત્ર વેદ ભણવાનો, યજ્ઞ કરવાનો અને દાન આપવાનો જ અધિકાર છે, અન્ય ત્રણ કર્મનો અધિકાર નથી, સંધ્યાદિ વૈદિક નિત્ય કર્મ તો ત્રણેને નિત્ય કર્તવ્યછે, શ્રી વેદ ભગવાને પણ **अहरहः संध्या मुपासीत**, ( બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય નિત્ય નિત્ય સંધ્યાવંદન કરેછે, એ મંત્રથી એમજ આજ્ઞા કરીછે, માટે વેદોક્ત નિત્ય કર્મ કરવામાં ત્રણે વર્ણે પ્રમાદ નહિ કરવો જોઇએ. ને **अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः** (વેદ પ્રતિપાદિત સંધ્યાવંદનાદિક નિત્ય કર્મ નહીં કરીને દ્વિજ પાપરૂપ દોષને પામેછે.) એ શ્રુતિમાં નિત્ય કર્મ નહિ કરનાર ને પાપના ભાગી કહ્યાછે. સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ. જે સંધ્યાવદંન કરતો નથી તેને શૂદ્ર સમાન જાણવો.

મરીચી ઋષિ સંધ્યા નહિ કરનારની ગતિ આ પ્રમાણે કહેછે.

**श्लोक.**

**संध्यायेननविज्ञातासंध्यायेनामुपासिता ।**
**जीवमानोभवेच्छूद्रोमृतःश्वाह्यभिजायते ॥**

**ભાવાર્થ**

જેણે સંધ્યા જાણી નથી, અને સંધ્યોપાસના કરી નથી, તે દ્વિજને જીવતા શુદ્ર જાણવો, અને મુવા પછી કુતરો થાયછે. શ્રી. દક્ષ કહેછે કે સંધ્યા વગરનો દ્વિજ સર્વ ધાર્મિક કર્મમાં અનધિકારીછે:–

**श्लोक.**

**संध्याहीनोशुचिर्नित्यमनर्हःसर्वकर्मसु ।**
**यदन्यत्कुरुतेकर्मनतस्यफलभाग्भवेत् ॥**

### ભાવાર્થ.

જે દ્વિજ સંધ્યા હીન છે, તે નીત્ય અપવિત્ર ને સર્વ કર્મમાં અનધીકારી છે, ને જે બીજુ ધર્મસબંધિ કર્મ કરે તેનું ફળ તેને મળે નહિ.

## धर्मसिंधूतथानिर्णयसिंधुवचनात्.

यज्ञेपशुमारणं सोमविक्रयश्चविप्राणां कलौवर्ज्जं ॥ आततायिद्विजानांनोधर्मयुधेपिहिंसनं ॥ ब्राह्मणाजंगमंतिर्थं पूनानि भूवनत्रयं ॥ अध्यानैयातुर्द्विजस्यप्रायश्चित्तेपिमंमर्गोनः । द्विजस्याध्यौतुनौयानुःशोचितस्याप्यसंग्रह्ः ॥

### ભાવાર્થ.

યજ્ઞમાં પશુ મારવાનું સોમવિક્રય કળિયુગમાં શાસ્ત્રકારોએ કરવાની ના પાડી છે. ( આત તાઈ ) એટલે ઘર અથવા ગામમાં અગ્ન મુકે અથવા આપડુ ક્ષેત્ર અથવા સીમાડો હરણ કરે ઈત્યાદી દુર્ગુણ વાળો જે બ્રાહ્મણ હોય તેનું નામ આત તાઈ કહેવાય. એ બ્રાહ્મણ ને ધર્મ યુદ્ધ હોય તો પણ તેને મારવો નહિ.

જગતમાં તિર્થ બે પ્રકારનાં છે, એક સ્થાવર એટલે ગંગા યમુનાદિક તિર્થ; બીજું જંગમ એટલે બ્રાહ્મણ તિર્થછે.

સ્થાવર તિર્થ તો પોતાની પ્રત્યે જગતનો પ્રાણિ આવીને સ્નાન કરે, દાન કરે, દર્શન કરે, ત્યારે તેને પાવન કરેછે પણ પોતે સ્થિર છે તેથી પોતા પ્રત્યે આવેલા પ્રાણિને પાવન કરે છે; અને બીજું બ્રાહ્મણ રૂપિ જંગમ તિર્થ છે તેતો સારા વિશ્વને સ્થળો સ્થળ ભ્રમણ કરીને

બધિ પૃથ્વિને પાવન કરેછે.

વળી પોતાનું દર્શન કરે તેને પણ પાવન કરેછે,અને જે અજ્ઞાનિ મનુષ્ય હોય તેને ધર્મ ઉપદેશ કરી તેનાં મન પવિત્ર કરેછે. માટે બ્રાહ્મણના સરખું બીજું મોટું તિર્થ નથી, અને સ્થાવર તિર્થોનું જે મહાત્મ્ય થએલું તે પણ પૂર્વે પવિત્ર બ્રાહ્મણોએ જેજે સ્થળમાં રહિને તપશ્ચર્યા કરેલી તેતે સ્થળ અને તેતે તિર્થના મહાત્મ્ય થએલાં છે, તે બ્રાહ્મણોના પ્રતાપથીજ થએલાંછે. માટે બ્રાહ્મણ તિર્થ ત્રણ લોકને પાવન કરેછે,

જે બ્રાહ્મણ નૌકાવડે દ્વિપાંતર પ્રત્યે જવા સારૂ સમુદ્રમાં પ્રયાણ કરે તેવા બ્રાહ્મણનો સંસર્ગ કરવો નહિ. સમુદ્ર માર્ગે દ્વિપાંતરમાં પ્રયાણ કરનાર બ્રાહ્મણને પ્રાયશ્ચિત કર્યું હોય તોપણ તેનો સસર્ગ કરવો નહિ.

જગતને પાવન કરનાર એવા બ્રાહ્મણોએ હિંસા કરવી નહિ. સત્ય પાળવું, પવિત્રતા પાળવી, પ્રાણિમાત્રને વિષે દયા રાખવી. પોતાનું નિત્યકર્મ કરવું, સંતોષ રાખવો, ઇંદ્રિઓ વશમાં રાખવી, ચોરી કરવી નહિ, અપેયપાન કરવું નહિ, અભક્ષા ભક્ષ કરવું નહિ, પરસ્ત્રિ સંગ કરવો નહિ.

ગુરૂએ આપેલો જે ગાયત્રિ મંત્ર તેનું આરાધન પૂર્વક પરમેશ્વરની ભક્તિ કરવી, ઉપર પ્રમાણે બ્રાહ્મણનો મુખ્ય ધર્મ છે, તેમાં બ્રાહ્મણને યજ્ઞ કરવો ને કરાવવો, દાન આપવું ને લેવું, ભણવું ને ભણાવવું એ બ્રાહ્મણનાં ષટ્ કર્મછે. તેમાં જે યજ્ઞ કરવાનું કહેલું છે તે યજ્ઞ બે પ્રકારના છે.

એક આભ્યંતર યજ્ઞ અને બિજો બાહ્ય યજ્ઞ કરેછે. તેમાં શ્રુતિ સ્મૃતિયોમાં યજ્ઞ પ્રતિપાદક જેટલાં વચનછે તે સરવે આભ્યંતર યજ્ઞ પરછે. ને વિષે શાસ્ત્રમાં ઘણાં પ્રમાણછે.

આભ્યંતર યજ્ઞ કરવાવિષે નિચે લખેલા વેદ મંત્રનું પ્રમાણ છે. કૃષ્ણ યજુર્વેદિ તૈતરી શાખાનું સારેણ.

## मंत्र.

तस्यैवंविदुषोयज्ञस्यात्मायजमानश्रद्धापत्नीशरीरमिध्मामुरोवेदिर्लोमानिबर्हिर्वेदःशिखाहृदयंयूपः कामआज्यंमन्युःपशुस्तपोऽग्निर्दमःशमयितादक्षिणवाग्घोताप्राणउद्गाताचक्षुरध्वर्युःमनोब्रह्माश्रोत्रमग्नियर्यावध्रियते सादिक्षायदश्नातितद्धवीर्यंयत्पिबतितदस्यसोमपानं यद्रमतेतदुपसदोयत्संचरत्युपविशत्युत्तिष्ठतेचसप्रवर्ग्योयन्मुखंतदाहवनीययाव्याहृति राहुतिर्यदस्यविज्ञानं तज्जुहोतियशायंमतरतित शमिधर्यत्प्रातर्मध्यं दिनसायंचतानिसवनायेअहोरात्रेतदर्शपूर्णमासौयेऽर्धमासाश्रमाश्चते चातुर्मास्यानियऋतवस्ते पशुबंधायेसंवत्सराश्चपरिवत्सराश्चतेहर्गणाः सर्ववेदसंवाएतत्सत्रंयन्मरणं तदावभृथएतद्वैजरामर्यमग्निहोत्रंह्मसत्रंयएवं विद्वानुदगयनेप्रमियतेदेवानामेवमहिमानंगत्वाचंद्रमसः सायुज्यंह्मसलोकतांमाप्नोत्येवसूर्याचंद्रमसौर्महिमानौब्रह्मणोविद्वानभिजयतितस्मात् ब्रह्मणोमहिमानमाप्नोतितस्माद्ब्राह्मणोमहिमानं ॥

આભ્યંતર યજ્ઞમાં આત્મા યજમાનછે, શ્રદ્ધા યજમાન પત્નિછે, શરિર ઇધ્મા (સમીધો) હ્રદય સ્થળ વેદિછે. રોમ,દર્ભ છે,અને કામ આજ્ય એટલે (ઘી) છે. ક્રોધ પશૂછે. તપ અગ્નિછે. ઇંદ્રિયોની વશતા શમયિતા છે. એટલે અગ્નિ શાન્ત કરનારછે, દક્ષિણા વાકછે. હોતા પ્રાણ છે. ઉદગતા ચક્ષુછે. અધ્વયુ મન છે, બ્રહ્માશ્રોત્ર ઇંદ્રિયછે. જે તપ રાખીયે તે દિક્ષાછે, જે ભોજન કરેછે તે વીર્યછે. જે જળપાન કરેછે તે સોમપાનછે. જે ઠેકાણે યજમાન રહેછે તે સભા સ્થાનછે. ઇત્યાદી. ઉપર લખેલા મંત્રમાં સર્વે સામગ્રી આભ્યંતર યજ્ઞ કરવા વિષે બતાવેલીછે. માટે બહિરયાગ કરતાં આભ્યંતર યજ્ઞ કરવો તે સર્વથી શ્રેષ્ટછે. મને ભાસેછે કે આ પુસ્તકનું કદ વધી પડે માટે ટુંકામાં લખ્યુછું પણ આ વિષે બીજાં ઘણાં પ્રમાણ છે. તે સર્વે સુજ્ઞ પુરૂષો જાણેછે માટે હું વિશેષ લખતો નથી.

શ્રી મદ્ભાગવત એકાદશ સ્કંધે.

## श्लोक.

मांसभक्षयितामूत्रयस्यमांसमिहादम्यहं ॥
एतन्मांसस्यमांसत्वंप्रवदंतिमनिषिणः ॥१॥
द्विषंतःपरकायेषुस्वात्मानंहरिमिश्वरं ॥
मृतकेसानुबंधेस्मिन्बद्धस्नेहाःपंतत्यधः ॥२॥

## ભાવાર્થ.

જે પ્રાણિનું માંસ આ લોકમાં હું ખાઉછું તે પ્રાણિ પરલોકમાં મને ભક્ષણ કરશે. માંસનું માંસત્વ એમ પંડિતો કહેછે. જે મનુષ્ય

સ્વાત્મા રૂપિ શ્રીહરિ સર્વત્ર વ્યાપક એમાં રહેલાછે, પર શરિરમાં રહેલા આત્માને પોતાના નાશવંત શરિરના માટે દ્વેશ કરેછે અને કુરપણાથી જીવ હિંસા કરેછે. તે મનુષ્ય અધોગતિ પામેછે.

આ પ્રમાણે પુર્વે પ્રાચિન બરહી રાજા હતો. તે ઘણા પશુયાગ કરતો હતો, એવો કે બધી પૃથ્વિ દર્ભવડે કરીને આછાદન થઈગઇ. તે સમે દયાળુ શ્રી નારદ મુનિજી પધાર્યા. અને તે પ્રાચિન બરહી રાજાને ઘણી રીતે જ્ઞાન ઉપદેશ કર્યો. અને કહ્યું કે હે રાજા જે તું બહિર યજ્ઞ કરેછે. અને તેમાં તું જે પશુને મારેછે તે પશુ વજ્રના સરખી ડાઢયો તથા દાંત, તથા સિંગડાં તથા નખે કરિને પરલોકમાં તને મારવા માટે તારી વાટ જુએછે. કે કયારે પ્રાચિન બરહીરાજા આવે અને તેને અમે મારીએ. એણે અમને ગરીબ પશુઓને માર્યાછે. પણ તું જ્યારે યમ લોકમાં આવીશ. ત્યારે અમે અમારૂં વૈર લઇશું. એ પ્રમાણે તારી વાટ જોઇ રહ્યાંછે. માટે હે રાજા તું આ બહિર યાગ મુકી દે. અને આભ્યંતર યજ્ઞ કર. નહિતો તું કુંભિપાકાદિક નર્કમાં પડીશ. અને ઘણું દુઃખ ભોગવીશ, આ પ્રમાણે શ્રી મુનિરાજ નારદજીના ઉપદેશથી પ્રાચિન બરહી રાજાએ પશયાગ કરવા મુકિ દીધા ને શાંત વૃત્તિથી. **अहिंसा परमो धर्म** આ વચન સત્ય માનીને દયા, સત્સંગ, વિવેક, વીનય, નિરાભિમાન, અક્રોધ. ઇત્યાદી સદગુણ સંપાદન કર્યા. અને ભગવાનની ભક્તિ કરી તેથી તે રાજા સદગતિને પામ્યોછે. હાલમાં પશુયાગ થયો તે બાબતનું કવિત નિચે પ્રમાણેછે.

### કવિત મનહર છંદ.

બંગાળી તિલંગા ગૌડ મચ્છના અહારી વિપ્ર;

તેતો સોમ યાગ કરે દક્ષિણિ એ કરેછે.
પણ ગૂજરાતી વિપ્ર પવિત્ર ગણાય પૂરા;
હજારો વરસ થયાં હિંસા થકિ ડરેછે.
પણ કળિ કાળ વિકરાળનું વધ્યુંછે જોર;
ગૂજરાતિયોની પણ બુદ્ધિ હવે ફરેછે.
બકરાં મારીને સોમયાગ કર્યો સિદ્ધપૂરે;
સાંભળી સારા જનોનાં ચિત્ત ચરચરેછે. ૧

## કવિત.

દેવછે અદર્શ આજ પૂજિયે પ્રતિમા રૂપ;
કોને બળિદાન દાન દેવું દુષ્ટ કર્મ આચરી.
અનાથ પશુના પ્રાણ હરતા ન આવે દયા;
એહછે અસુર કર્મ શેણે દયા વીસરી.
સિંહ વાઘ વાનર ને રાક્ષસનો નહિ ભોગ;
ગરિબ જીવોના પ્રાણ કાઢવા શું આદરી !
સાબાશ સાબાશ દ્વિજ જાણે ધદ યવનની;
તેવો સોમયાગ શોભે માટે છે મના કરી. ૧

## ઉપેંદ્રવજ્રા છંદ.

બહૂ કજોડાં જગમાં બનેછે, પિડા અતી દંપતિ તે સહેછે;
વિનાશ કાળે વિપરીત એ છે, કુચાલ તે તો તજવો ઘટેછે. ૧
કુરોગ કાયા નિજ ભોગવેછે, અવિધ વિપ્રો અતીશે રહેછે;
વિકાર રૂપી વ્યભિચાર તેછે, કુચાલ તેતો તજવો ઘટેછે. ૨
કહે સુ શાસ્ત્રો ન કરો તથાપી, તજે નહી તે નર છેદ પાપીઃ

વિશેષ વાપે વ્યભિચાર તેને. કુચાલ તેતો તજવો ઘટેછે. ૩
રહે રમા જે થકિ કામ વાધે, નડે વ્યભીચાર વિશેષ લાધે;
પતીવ્રતા ભંગ થવાનું તે છે, કુચાલ તે તો તજવો ઘટેછે. ૪
અયોગ્ય સ્વામી નહિ અર્થ સારે, શિખે પછી જાર તથાપિ ત્યારે;
વિચાર આણી તજ ચાલ તેવે, કુચાલ તે તો તજવો ઘટેછે; ૫
કલેશકારી અબળા રહેછે, પ્રજા નઠારી વળતી બનેછે;
સજોડ વીના હૃદયો બળેછે, કુચાલ તે તો તજવો ઘટેછે. ૬
સ્વયંવરે ના કદિ ખોડ આવે, પતીવ્રતા થાય સતી સુહાવે;
ટળે કજોડાં વરવાનું જે તે, કુચાલ તે તો તજવો ઘટેછે. ૭
રચેલ આ છંદ નવીન આજે, સુબોધ વાણી કહું સૂખકાજે:
વિચારીને વીર તજો તમે તે, કુચાલ તે તો તજવો ઘટેછે, ૮
ઉધેઈ લાગે મુળમાંથિ જ્યારે, પતન થાયે તરૂ તર્ત ત્યારે;
શિક્ષા લહો શંકર જે વદેછે, કુચાલ તે તો તજવો ઘટેછે ૯

## ઉપજાતિ છંદ.

વામા કુવાક્યો અગણીત ભાખે, વીવા પ્રસંગે બહુ એમ દાખે;
ગાવા સુગીતો ન રૂચે તથાપી, બોલે ફટાણાં મરજાદ લોપી. ૧
ગાળોતણો જ્યાં વરસાદ ઝાઝો, બ્રહ્માણિ દેવી વદતાં ન લાજો;
ભાંડે કુગાળો જયમ ભાંડ બોલે, નાવે બિજાં કો રૂપિ પનિ તોલે. ૨
વેશ્યા સમાને વદતાં ન લાજે, ગાએ ફટાણાં શુભ લ્હાવ કાજે;
હોળી પ્રસંગે જયમ શબ્દ બોલે, તેવાં કુવાક્યો રતિ કામ તોલે ૩
ભ્રાતા પિતા તે સુણતાં ન લાજે, ગાવાદિજે સ્નેહ ધરી સુકાજે;
મીઠાશ એમાં લહિને શું રાચો, વિપ્રો વિશેષે કરિ *કોક વાંચો. ૪

---

* કોકશાસ્ત્ર જેવાં વચન.

## વસંત તિલકા છંદ.

પેખો પ્રબંદ બળ બુદ્ધિ તણું પ્રકાશી, કાઢો કુકર્મ નર તે કુમતી તપાશી;
વાધ્યા વિકાર રૂઢિ છેક નઠારી ભાસે, ટાળો તમામ અવિકાર મતી સુહાસે. ૧
વાપો સુબીજ વિચરે બળ બુદ્ધિ થાવા, વિદ્યા વિશેષ ભણવી અનિતી તજાવા;
પાળો સ્વધર્મ રૂપિ લોક વિવેકવંત, જ્ઞાની તમેજ રૂપિ છોજ વિરા ધિમંત. ૨
આપો ક્ષમા મુનિ સહુ અપરાધ ભાળી, સંસારમાંહ મુજને તુચ્છ ટેવ ટાળી;
હું રંક છું રૂપિતણા પદ સેવિ જાણું, આ બોધ ગ્રંથ રચવા સ્તુતિ ભાવ આણું. ૩
નિંદા સ્વરૂપ ઉચરો મુખ શબ્દ ભાખી, ઉગારજો રૂપિ વરો ઉર હેત રાખી;
વીપ્રો પુનીત મમ ઇશ કૃપાળ આજ, રાખો લલીત રૂપિ રાજ સદૈવ લાજ. ૪

## શાલીનીછંદ.

થાપો સૂવિદ્યાજ વીરા વશેકે, ટાળો કુવિદ્યા નિતીવંત નેકે;
બુદ્ધિ નીધીમાં હિતુ ટેક આણી, જોજો વીચારી મતી કાંક માંણી. ૧
વાપે કૂવિદ્યા નહી ત્યાં ઉપાયે, વીરા વીચારો ગતિ કેવી થાયે;
પ્રૌઢી પીડાઓજ વીરા તજાવો, વિદ્યા નીતી વૃક્ષ વીશાળ વાવો. ૨
સ્થાપો નીશાળો ભણે ભાવ આણી, ત્યારે સુધારે મતી શ્રેષ્ટ વાણી;
બાળો બીચારાં નિતીવંત થાશે, સારા સુબોધો લહી કિર્તિ ગાશે. ૩
વિદ્યા નીતી પાઠ વીશાળ વાંચે, પામે રૂડાં માન વીવેક રાચે;
લેવા રૂડા કાંક વીચાર આજે, ધારો રૂદેમાં લહી હીત કાજે. ૪

## કવીત.

વિદ્યાના વિશેષ બીજ વાવો વીર હેત કરી,
કુવિદ્યા અવિદ્યા તજી સુવિદ્યા વધારવા.

સદાચાર સારી રિતે પાળવા હિંમત ધરે,
અનાચારો અંગ થકી દૂર કરી તારવા.
અવિદ્યા પ્રતાપે વેંમ વિશેષ કરીને વાપે;
કુવિદ્યા પ્રતાપી વેંમ રૂઢિને સંહારવા.
સુવિદ્યા વધારે જ્ઞાન અવિદ્યા ઘટાડે માપ,
કુવિદ્યા નીવારી દેજો સંતતી સુધારવા. ૧

## ત્રિભંગી છંદ.

પંડિત જન પાસે, જ્ઞાન નીવાસે, બહુ બુદ્ધિ ભાસે, સુખ થાશે;
શુભ વાણિ વિલાશે, સુગુણિ ગણાશે, હરીગુણ ગાશે, દુઃખ જાશે ૧
અજ્ઞાન તજાવા, જન સમજાવા, માર્ગ બતાવા, તજી દાવા;
શુભ ધર્મે ધાવા, પાપ ગુમાવા, સત્ય નિભાવા, ભય જાવા. ૨

## દોહરો.

નંદા[૯] વેદ[૪] નિધી[૯] ધરા[૧], વિક્રમ નૃપ ગત વર્ષ,
કૃષ્ણા પૌષ પ્રતિપદા, મંગળવાર સુહર્ષ;

## આર્યા છંદ.

ત્રિપુરારિ ત્રિગુણાત્મા, વિશ્વંભર તું વિશેષ ગુણવાળા:
વૃષભધ્વજ વિષધારી, ઉમાપતી છો અથાગ રૂપાળા. ૧
વિજિયા ધર વિખ્યાતા, ગંગસિરે ધર ગળે પનંગમાળા;
પંચ વદન પંચાનન, ઉમાપતી છો અથાગ રૂપાળા. ૨
શશિ વદના શોભાળા, પંકજ નેત્રે વહે વીષમ જવાળા:
અસંગલ્યં અવિનાશિ, ઉમાપતી છો અથાગ રૂપાળા. ૩

વિશ્વેશ્વર અવિકારી, પિનાક પાણી સદાય શોભાળા;
રૂદ્રાક્ષતણિ તન માળા, ઉમાપતી છો અથાગ રૂપાળા. ૪
નગ દુહિતા અર્ધાંગે, ભસ્મ વિલેપન ત્રિપુંડ વીશાળા;
મુળશંકર પદ સેવે, ઉમાપતી છો અથાગ રૂપાળા. ૫

દોહરો.

દધિ દુહિતા પતિ પુત્રનો, રિપુ વધુ તન વાહન;
ક્રિડા કરવા ઇચ્છતા, પ્રીયા રૂતુના દન. ૧

અર્થ.

ઉદધિ બદલે દધિ લખ્યો છે. ઉદધિ એટલે સમુદ્ર ને તેની પુત્રિ જે લક્ષ્મિ તેનો પતિ જે વિષ્ણું તેનો પુત્ર જે કામદેવ તેનો રિપુ મહાદેવ તેની સ્ત્રિ પાર્વતિ તેનો પુત્ર કાર્તિકસ્વામિ તેનું વાહન જે મોર તે કળા ધારણ કરવા વર્ષારૂતુને ચાહેછે. ! ! !

દોહરા.

કરશે ગુણરૂપિ ગ્રહણ પય, હશે હેતુ જે હંસ;
દોશ ક્વચિત દિલ દેખિને, દુર્જન તજે ન ડંસ.
આર્યોદય આભાસનભ, દિનમણિ દલપતરામ;
કાવ્ય ગુરૂ એ કવિશ મુજ, વર વિબૂધ વિશ્રામ.

ચંદ્રાવળા છંદ.

સૂત લલ્લુભઇનો વિખ્યાતી, મુળશંકર મુજ નામ;
જાતિ દ્વિજ ઉદીચ શુભ ગ્નાતી, પંક્તિ શહસ્ત્ર સુધામ.
પંક્તિ શહસ્ત્ર સુધામ અભેદી, છું ઉપમન્ય કુળેઋગવેદી;
શાખાશ્વલાયનિ ત્રિ પ્રવરાતી, સુત લલ્લુભઇનો વિખ્યાતી. ૧

રાજનગર શા'પૂર નિવાસી, ગુરૂ ગુણિ દલપતરામ;
સદ્‌વિદ્યા શિખવી શુભ રીતે, આશિશ દઉં આ ઠામ.
આશિશ દઉં આ ઠામ દયાળુ, સાંખ્ય કરે મુજને કરૂણાળુ;
અલ્પમતિ અનુસાર ઉલાસી, રાજનગર શા'પૂર નિવાસી. ૨

### દોહરા.

પદબંધ રચ્યો મેં પ્રેમથી, ગ્રંથ લઘુ આવાર;
કવિ કોવિદ કો વિદ્વજન, હેતે કરો સ્વિકાર. ૧
પ્રણામ હું તેને કરૂં, વંદૂ વારંવાર;
રાંક ઉપર કરૂણા નજર, હેતે કરો સ્વિકાર. ૨
હિણ બુદ્ધિ એ આગળે, જરા ન ચાલે જોર;
સ્તુતિ કરૂં એ સર્વને, મેહતણી જ્યમ મોર. ૩
હું નિર્બળ બળ નહિ કશું, પ્રેમતણો અંકોર;
દિનકર દીન બંધુ તમો, મેહ ચહે જ્યમ મોર. ૪
ગ્રંથ પૂર્ણ આનંદમય, કહું કવિતા કરજોડ;
એક વાર સહુ બોલજો, જયજય શ્રી રણછોડ. ૫

### મનહર છંદ.

ઝાડનો શો ગુપ્ત ભાગ પ્હાડનો જામાત્ર કોણ;
શું લઘુતણું નિશાન ગ્રિષ્મમાં શું વાયછે.
બંધવને કહે શુંય કહેશું કથા જે વાંચે;
એટલા અક્ષરો મળી નામ શું લખાયછે.

**ટીકા**—ઝાડનો ગુપ્ત ભાગ મુળ. ને પહાડનો જામાત્ર શંકર છે. ને લઘુનું નિશાન લ. લખાયછે. અને ગ્રીષ્મ ઋતુમાં ઘણી લુ વહા-

ય છે. ને બંધવને બાઇ કહેછે. ને કથા વાંચનારને વ્યાસ કહે છે. એજ અર્થ છે.

### દોહરો.

શક [૧]મન[૮] [૧]મજ[૫] ગણુના ગણી, વાંચો ધરી વિવેક;
[૧]ભુવ[૮]સુખ[૯]ડા[૩]ગ્નિ સને, ગ્રંથ રચ્યો આ એક.

### દોહરા.

કુચ પતિ મુખમાં ધરે, કુચ ગ્રહે ભરથાર;
પયશિશુ મુખ કુચથી ઝરે, કુચ જીવન આધાર. ૧

**ટીકા**—કુચ એટલે સ્તન અને કુચ એટલે પાણી પીવાનો ચંબુછે.

જીવીને જન ખાય સહુ, નહિ મરિને ખાય;
પણ મ્હારા ઘરના જનો, ખાવા મરિને ચાય. ૨

**ટીકા**—મરિને એટલે મરણ પામીને નહિ. મરિ એટલે તીખાં મરીઆં.

મરવા હું શું મોકલું, મરવા સજ્જન ખાય;
મરવા ઈચ્છે માનવી, ઉત્તમ એહ ગણાય. ૩

**ટીકા**—ટીકામરવા એટલે મરિજવાનું નહિ પણ કેરીના મરવા થાયછે તે.

બ્રાહ્મણના ઘરમાં મણી, મણિ પનંગ ને સીર;
અસ્ત થાય જો દિન મણી, વાપે તર્ત તિમીર. ૪

**ટીકા**—બ્રાહ્મણની સ્ત્રી એ મણિછે ને નાગને માથે મણિ છે. ને સુર્ય દીવશનો મણીછે તે અસ્ત થાય તો અંધાર થાય તેને રાત્રિ કહે છે.



## સમાપ્ત.



# આશ્રયપત્ર.

**પ્રતો.**

૧૦૦ રા. રા. જાની. અચરતલા નરોતમ. અમદાવાદ.
૧૦ રા. રા. રાવળ. દામોદરદાસ સાંકળેશ્વર. ,,
૧૦ રા. રા. ઠાકર. બલાખીદાસ હરજીવનદાસ. ,,
૫ રા. રા. જાની. ગોવીંદલાલ રામશંકર. ,,
૫ રા. રા. દવે. મોતીલાલ હરગોવિંદાસ. ,,
૪ રા. રા. જાનિ. વિદ્યારામ દલસુખરાંમ. ,,
૨ રા. રા. છગનલાલ માધવલાલ. ગામ ભાલોદ રાજપીપળા સંસ્થાન.
૨ રા. રા. જોશી. ધનેશ્વર તુલજારામ. ગામ ખારવા તાલુકે વઢવાણ.
૨ રા. રા. રાવળ. મણિલાલ વિશ્વનાથ ,,
૨ રા. રા. મી. સુ. જગજીવન મોતીરાંમ. ,,
૧ રા. રા. મહેતાજી. મહાશંકર ઇશ્વરલાલ અમદાવાદ રૂ. રોળકીયા.
૧ રા. રા. મેહેતાજી. મગનલાલ મહાશંકર. ,, ,,
૧ રા. રા. રેવાશંકર નથુરામ. ગામ ધંધુકા.
૧ રા. રા. જોશી. હરીભાઇ ખીમજી. ગામ ડોડીઆળા વાંસવાડાતાલુ.
૧ રા. રા. જાની. મોતીલાલ કેસવલાલ. અમદાવાદ.
૧ રા. રા. આચારજ. શીવશંકર કેવળરાંમ. ,,
૧ રા. રા. દવે અંબાલાલ છગુલાલ. ,,
૧ રા. રા. રાવળ. મણીલાલ ગણપતરાંમ. ,,
૧ રા. રા. રાવળ. ચુનીલાલ રેવાશંકર. ,,
૧ રા. રા. મી. સુ. સોમનાથ પ્રેમચંદ. ,,

**આટલા ગ્રહસ્થોએ અમને પ્રથમથી આશ્રય આપ્યો છે અને બીજા ગ્રહસ્થો હવેથી આશ્રય આપશે એવી આશા રાખીએ છીએ.**

